પ્રકાશક :
બાલગોવિંદ કુબેરદાસની કું. વતી
રજલાલ ત્રિભોવનદાસ
ગાંધી રસ્તો, અમદાવાદ.

પ્રથમ આવૃતિ
મહાશિવરાત્રિ, સં. ૨૦૧૦ *** માર્ચ, સને ૧૯૫૪

દ્વિતીય આવૃતિ
ગુરુપૂર્ણિમા, સં. ૨૦૧૧ *** જુલાઈ સને ૧૯૫૫

કિંમત એક રૂપિયો

મુદ્રક :
જયંતિ મેલાભાઈ દલાલ
વસંત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ

# પ્રાસ્તાવિક

મહારાજનું જીવનચરિત્ર બહાર પાડ્યું ત્યારથી મનમાં ઈચ્છા તો હતી જ કે એનું ટૂંકું સ્વરૂપ તૈયાર કરવું. 'મહારાજ થયા પહેલાં' અને 'રવિશંકર મહારાજ' વાંચ્યા પછી કેટલાક મિત્રોએ પણ સૂચવ્યું હતું કે મહારાજનું પૂર્વજીવન અને મહારાજ થયા પછીનું જીવન એ બન્ને એક પુસ્તકમાં અને ટૂંકમાં આવી જાય તો એમના પ્રેરક જીવનનો ઘણો વ્યાપક ફેલાવો થાય. એ સૂચનથી મારી ઈચ્છાને પુષ્ટિ મળી.

અમારા મિત્ર શ્રી દેસાઈભાઈ નાથાભાઈ પટેલ જેઓ બિમારીને કારણે પંચગનીમાં આરામ કરતા હતા એમને મેં વિનંતી કરી કે તમે મારાં આ બંને પુસ્તકો ઉપર ચાળણી ન ચલાવી આપો ? એમણે એમના હકના આરામમાં કાપ મૂકીને પણ એ પ્રેમનો પરિશ્રમ ઉઠાવ્યો. એમના એ પરિશ્રમ વિના આટલી ઉતાવળથી હું આ પુસ્તક કદાચ બહાર ન મૂકી શક્યો હોત.

મોગરીના શ્રી. ચતુરભાઈ ભાઈલાલભાઈ તરફથી આ પુસ્તકના પ્રચાર માટે રૂપિયા પાંચસોની મદદ મળી છે તેની અત્રે સહર્ષ નોંધ લઉં છું.

મૂળ પુસ્તકના પ્રકાશક શ્રી ગોવિંદરાવ ભાગવતે અત્યંત હેતભાવે આ પુસ્તકની વસ્તુનો ઉપયોગ કરવા દીધો છે એ બદલ અમે બધા એમના ઋણી છીએ.

આ પુસ્તકની છેવટની સુધારણામાં અને ઝડપથી બહાર પાડવાની પ્રેરણા આપવામાં અમારા સ્વજન સમા વલ્લભવિદ્યાલયવાળા ભાઈ શિવાભાઈનો પણ હાથ છે એની નોંધ મારે લેવી જ જોઇએ.

આશા રાખું છું કે આ પુસ્તક મહારાજનું જીવન આમજનતા સમક્ષ પહોંચાડવામાં વધુ સહાયક થશે.

વલ્લભ વિદ્યાલય
બોચાસણ
તા. ૩૦-૧૨-૫૩

બબલભાઈ મહેતા

# ગાંધીયુગનો પ્રેરક પ્રતિનિધિ

શ્રી રવિશંકર વ્યાસને જ્યારે હું પહેલવહેલો મળ્યો ત્યારે એમનો પોશાક, એમની કામળ અને બેસવાની ઢબ જોઈ, 'આ કોઈ ગામડિયો અભણ કાર્યકર્તા છે' એવી પહેલી છાપ પડી. કોઈએ એમનો પરિચય કરાવ્યો ન હતો. એક રીતે એ સારું જ થયું. બીજી ક્ષણે જોયું કે આ ગામડિયો તંદુરસ્ત અને મનદુરસ્ત છે. એમનામાં અસાધારણ નમ્રતા હતી, પણ એ નમ્રતા પાછળ પોતાના વિષે કશો અણવિશ્વાસ દેખાતો ન હતો.

એમની સાથે વાતો શરૂ થઈ અને મેં જોયું કે શુદ્ધ જિજ્ઞાસાથી તેઓ જે પ્રશ્ન પૂછતા હતા, એ પ્રશ્નો પાછળ સારી સરખી સંસ્કારિતા અને સામાન્ય લોકોમાં હોય છે એના કરતાં ઘણી ઉપયુક્ત અને વિપુલ માહિતી એ ધરાવે છે. આર્યસમાજના સંસ્કારો તો તરત દેખાઈ આવતા, પણ કેટલાક આર્યસમાજીઓમાં જે સનાતની કટ્ટર 'સમાજીપણું' હોય છે, તેનાથી તેઓ મુક્ત હતા. મેં એમને કહ્યું કેઃ 'સનાતની વૃત્તિ ન છોડેલા લોકો જ્યારે આર્યસમાજી બને છે ત્યારે તેઓ વેદનો અર્થ કરતા સાયણાચાર્યને બદલે ઋષિ દયાનંદને પ્રમાણ માને છે એટલું જ. પણ અંધ અનુયાયિતા અને કટ્ટરપણું બન્નેનું સરખું જ હોય છે. એક જણ 'ધર્મસિંધુ'ને કે રૂઢિસ્મૃતિને માને છે તો બીજો 'સત્યાર્થ પ્રકાશ'માં માને છે. પણ આંધળા અનુસરણમાં બન્ને સરખા જ સનાતની હોય છે. તમારામાં એ સનાતનીપણું હું નથી જોતો. તમે સાવ તાજા લાગો છો.'

આમ રવિશંકર મહારાજની મારા પૂરતી શોધ મેં જાતે જ કરી. એ વાતને આજે પણ પા સદી કરતાં વધારે સમય થયો હશે. આટલાં વરસોમાં અનેક વાર, અનેક પ્રસંગે રવિશંકર મહારાજના પરિચયમાં આવ્યો છું અને હું જોઉં છું કે બુદ્ધિની, હૃદયની અને જીવનદૃષ્ટિની એમની તાજગી એવી ને એવી જ રહી છે, એટલું જ નહિ, પણ કાંઈક વધી છે. નિઃસ્પૃહના જાળવ્યા છતાં બધાં પ્રત્યે સમભાવ અને મીઠાશ બતાવવાની કળામાં તો ગાંધીજી પછી એમનું જ સ્થાન છે. એમની સાથે કલાકો સુધી વાતો કરો અને વર્ષો સુધી એમના કામનું નિરીક્ષણ કરો, એમના મનમાં કોઈને વિષે કડવાશ કે શત્રુતા દેખાઈ આવે નહિ. જ્યારે જ્યારે આનું કારણ મેં શોધ્યું છે, ત્યારે ત્યારે મને તો એ સફળતાના મૂળમાં એમનાં નિર્લોભતા, અપરિગ્રહ અને અનાસક્તિ દેખાયાં છે. અને લોકોને આશ્ચર્ય થશે, પણ મને તો લાગે જ છે, કે એમની મીઠાશ પાછળ એમનું સાદું, કષ્ટ-સહિષ્ણુ, ખડતલ જીવન જ છે. જે લોકોનું ખડતલપણું જબર-દસ્તીથી કેળવેલું હોય છે અને બરાબર પચેલું હોતું નથી, તેઓ તો પોતાની કદર કરવાનો અર્થ પણ બીજા શિથિલ લોકો પ્રત્યે આકરા થઈ જાય છે પણ જેમણે શીતલ ત્યાગ સાધ્યો છે, વૈતરું કરતાં જેમને આનંદ સ્ફુટે છે અને પરિશ્રમી જીવન જેમને કષ્ટ જેવું લાગતું નથી, તેઓ એ જ ચારિત્ર્યસિદ્ધિને કારણે, કેવળ ઉપરથી નહિ. પણ હૃદયના ઊંડાણથી બધા પ્રત્યે મીઠાશ રાખી શકે છે, બનાવી શકે છે.

કેટલાક આધ્યાત્મિક સાધનામાં માનનારા લોકો બહુ જ કોમળ સ્વરે બોલે છે, દરેક બાબતમાં ઉદાર દૃષ્ટિએ જોવાનો આગ્રહ સેવે છે પણ તેઓ નક્કર વસ્તુસ્થિતિને અડતા જ નથી, તો પછી ઝઘડામાં ઊતરીને દબાયેલાઓનું પ્રત્યક્ષ ઉપરાણું લેવાનું તો દૂર જ રહ્યું. રવિશંકર મહારાજ એ કોટિના નથી. એમનો પુણ્યપ્રકોપ જાગ્રત થઈ શકે છે.

ગરીબોની વહારે તેઓ ધાઈ શકે છે. એમની ઉચ્ચ ભૂમિકા નક્કર હોઈ પોતાની અનાસક્તિથી પોતાનો સ્વાર્થ બાળી નાંખી દુર્જનો પ્રત્યે પણ સમભાવ કેળવવો એ સાચી અનાસક્તિ છે એ તેઓ જાણે છે. ગરીબો માટે ન્યાય રાહત મેળવવા પાછળ કેવળ નરી ન્યાય-નિષ્ઠાથી પ્રેરિત થવાને બદલે પ્રેમ, બંધુતા અને માનવતાની નિષ્ઠાથી જ તેઓ સમાજસેવામાં પ્રવૃત્ત થયા છે. અથવા એમ જ કહેવું જોઈએ કે માતામાં પોતાનાં બાળકો પ્રત્યે જે અમર્યાદ વાત્સલ્ય હોય છે તે જ એમને ગુનેગાર ગણાતી અને ત્રાસરૂપ નિવડેલી દુર્દૈવી કોમોની સેવા કરવાને પ્રેરે છે. સેવા કરવાની આ વૃત્તિ સાથે લઈને જ તેઓ જન્મ્યા લાગે છે. પણ એ સેવા કરવાની આવડત અથવા કુનેહ તો એમનામાં અનુભવે આવી છે. આ બાબતમાં એમનું આત્મપરીક્ષણ એટલું ઉગ્ર છે કે સેવાભાવમાં 'પરોપકારબુદ્ધિ'નું મિશ્રણ થવાથી પણ સેવાભાવ મેલો થઈ શકે છે એ પણ તેઓ જોઈ શક્યા છે.

એમના તત્ત્વનિષ્ઠા અને નિઃસ્વાર્થ સેવાભાવ જોઈને સત્તાના પ્રતિનિધિ સરકારી અમલદારો એમની કદર કરવા લાગ્યા. એમની સૂચનાને માન આપી ગરબોની ન્યાયની તેમ જ નાણાંની અને અગવડોની રાહત આપવા લાગ્યા. મહારાજ એમાં તણાયા, પણ એમની અંતર્મુખ જાગરૂકતાને એમાં આવતા દોષો પારખતાં વાર નહિ લાગી. રાહતકાર્ય એ ચારિત્ર્યસંગઠન માટે પાંગળું સાધન છે, એ એમણે જોઈ લીધું, અને જોયું એટલે જાહેર પણ કર્યું. રાહતનું કામ છોડી દેવા જેટલું આધ્યાત્મિક આંધળાપણું એમનામાં નથી, પણ રાહતની કિંમત રાહત જેટલી જ છે, વધારે નથી, એટલું એમણે જોઈ લીધું છે. ગરીબોનું દુઃખનિવારણ કરવા માટે સ્વરાજ્ય સરકારની મદદ લેવા તેઓ તૈયાર થાય ખરા, પણ સત્ય અને સત્તાનો મેળ ખાઈ ન શકે એટલું તો એમના મનમાં વસી ગયું છે. ખાનગી જીવનને કારણે જાળવણેલી જાગરૂકતા એમની મુખ્ય

મૂડી છે. અને તેથી તેઓ ઉચ્ચ કોટિના સેવક અને સાધક બન્યા છે.

એમને સંસ્કૃત કે અંગ્રેજી નહિ આવડતું હોઈ કોઈ એમને અભણ માને તો તે ભૂલ છે. માણસના મનનું અને જીવનનું પૃથક્કરણ કરવાની કળા જેણે કેળવી છે, અને સેવાને અર્થે એ કળા જે સફળતા સાથે વાપરી શકે છે એને અભણ ન જ કહી શકાય.

રવિશંકર મહારાજ જે ગામડિયા ભાષા બોલે છે તે એમણે કેળવેલી છે. પણ એમના વાક્યેવાક્યમાં એમનો શબ્દભંડોળ પ્રગટ થાય છે એટલું જ નહિ, પણ એમને શબ્દશક્તિનું ભાન છે એ પણ તરી આવે છે. સત્યનિષ્ઠા અને જીવનનિષ્ઠા જ્યાં હોય ત્યાં વિચારશુદ્ધિ અને ભાષાશુદ્ધિ એની મેળે ખીલવાનાં જ, મનુષ્યસ્વભાવનું અને સામાજિક પરિસ્થિતિનું આટલું ઊંડું જ્ઞાન જેને છે, તેની ભાષામાં અને શૈલીમાં માર્દવ અને તેજસ્વિતા બન્ને આવ્યા વગર રહે નહિ.

આદર્શપાલનને અર્થે જે સંયમ કેળવવો પડે છે અને વહેવારની દૃષ્ટિએ ખુવાર થવું પડે છે, એનો અનુભવ જેને છે તેના મનમાં, જો અભિમાનનો પ્રવેશ ન થયો હોય તો, સામાન્ય માણસની શિથિલતા પ્રત્યે અનુકંપા જ પેદા થવાની.

રવિશંકર મહારાજ વિષે અત્યાર સુધી ચાર ચોપડીઓ લખાઈ છે. "મહારાજ થયા પહેલાં" એ બબલભાઈએ લખેલી, એમના પૂર્વ ચરિત્રની કથા છે. તે અને 'રવિશંકર મહારાજ' તેમ જ 'મહારાજની સાથે' એ પુરાતન બૂચે લખેલી ચોપડીઓ મહારાજનાં સંસ્મરણો નોંધવાનું કામ જ મુખ્યત્વે કરે છે. મહારાજ વિષે અને એમના કાર્ય વિષે યથાર્થ કલ્પના આપતી મુખ્ય ચોપડી તે સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીની સમર્થ કલમે લખેલી 'માણસાઈના દીવા' એ છે.

એ ચોપડી વિશ્વસાહિત્યમાં સ્થાન પામશે એમ જે મેં એની પ્રસ્તાવનામાં લખ્યું છે એમાં જરાય અતિશયોક્તિ નથી. એનાં ત્રણ કારણો છે: આદિવાસીઓની પેઠે પાટણવાડિયા જેવી ગુનેગાર ગણાતી કોમો પ્રત્યે માનવજાતનું સમભાવયુક્ત ધ્યાન ગયું છે. બીજું કારણ પોતાના વિષયનું મહત્ત્વ બરાબર પારખી એને યોગ્ય શબ્દમાં રજૂ કરતી ઝવેરચંદ મેઘાણીની પરિપક્વ શૈલી એ છે. અને ત્રીજું મુખ્ય કારણ તો ગાંધીજી પાસેથી પ્રેરણા લઈ, અને ધાટગે જેવા સજ્જન પોલીસ અમલદાર પાસેથી ગુનેગાર જાતિનું હૃદય પામવાની શક્તિ મેળવી, રવિશંકર મહારાજે જે ઉજ્જ્વળ માનવસેવા કરી છે એનો જોટો સહેજે ન મળી શકે, અને એ રસ્તે જ દુનિયાએ ગુનેગાર જાતિના સવાલનો ઉકેલ આણવો રહ્યો એ છે. રવિશંકર મહારાજે કેવળ હિંદુસ્તાન આગળ નહિ પણ આજની દુનિયા આગળ એક ઉદાત્ત આદર્શ મૂક્યો છે, જે ઝીલવા માટે આજની દુનિયા, ભલે ધીમે, ધીમે, પણ તૈયાર થતી જાય છે.

કોમ કોમ વચ્ચે બંધુતા સ્થાપન કરવી હોય અને જમાનાઓથી ઘર કરી બેઠેલા સામાજિક દોષો તેમ જ ભૂલ ભરેલા આદર્શો દૂર કરવા હોય તો તો. કઠોર ન્યાયનિષ્ઠા કરતાં પ્રેમાળ બંધુભાવ અને માતૃસહજ ક્ષમાવૃત્તિ જ કેળવવાં જોઈએ. એમ કરીએ તો જ માણસ માણસ વચ્ચે, જાતિ જાતિ વચ્ચે, કોમ કોમ વચ્ચે, અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ભાઈચારો અને કૌટુમ્બિક ભાવ સ્થાપન થઈ શકશે. સત્ય અને અહિંસા દ્વારા જે માનવધર્મ સ્થાપન કરવા માટે ગાંધીજી આજન્મ અને આમરણ મથ્યા તે જ માનવધર્મનું પાલન કરવાનો સાચો માર્ગ રવિશંકર મહારાજે અજમાવી જોયો છે.

રોમના ઇતિહાસના આરંભમાં સ્વદેશી સરકારની જૂલ્મો સામે ખોળી દબાયેલી પ્રજાના રક્ષક તરીકે Tribune નામના લોકો નિમાતા એનો ઉલ્લેખ છે. આપણે ત્યાં સ્વરાજ્યના દિવસોમાં આવા

'ટ્રાયમ્ફ્યૂન્સ'ની જરૂર ઉત્પન્ન થવાની. ફરક એટલો જ કે રવિશંકર મહારાજની લોકહિત-રક્ષક તરીકે નિમણૂક થવાની જરૂર નથી. એમની આજન્મ નિસ્વાર્થી સેવાએ જ એમની નિમણૂક કરી દીધી છે. સિંહને જંગલનો રાજા થવા માટે અભિષેકની જરૂર રહેતી નથી, એ જૂની સંસ્કૃત કહેવતને તોલે આવે એવી નવી કહેવત ચાલુ કરવી પડશે કે 'રવિશંકર મહારાજને નથી આપવી પડતી પદવી કે નથી કરવી પડતી એમની નિમણૂક કોઈ એક હોદ્દાપર.'. ટૂંકામાં કહીશું કે રવિશંકર જેવા એમની મેળે જ મહારાજ થાય છે. આજે ગુજરાતમાં 'મહારાજ એટલે 'રવિશંકર' એવું સમીકરણ થઈ ગયું છે.

'માણસાઈના દીવા'માં પાટણવાડિયા કોમની પરિસ્થિતિ અને એમની મનોરચનાની ધરતી ઉપર રવિશંકર મહારાજનું વ્યક્તિત્વ કેમ દીપી ઊઠે છે, એ મધ્યકાલીન સૌરાષ્ટ્રના બહારવટિયા યુગના આધુનિક ચારણ શ્રી ઝવેરચંદ મેઘાણીએ આબાદ બતાવ્યું છે. પણ રવિશંકર મહારાજનું જીવનકાર્ય સમજવા માટે તેટલું બસ ન હતું. ગાંધીયુગમાં કોંગ્રેસે સ્વરાજ્ય–પ્રાપ્તિને અર્થે જ ઝુંબેશ ઉઠાવી અને આખા દેશે ગાંધીજીની પ્રેરણાથી જ સાંસ્કૃતિક જાગૃતિનું કાર્ય કર્યું. તે ધરતી ઉપર ગુજરાતના જાહેર જીવનમાં રવિશંકર મહારાજ ક્યાં બેસે છે એ બતાવતું મહારાજનું એક સળંગસૂત્ર જીવનચરિત્ર લખવાની આવશ્યકતા હતી. એ કાર્ય રવિશંકર મહારાજ જેવા જ પાટીદાર અને અણઘડ કોમની સેવાને વરેલા શ્રી બબલભાઈને હાથે થયું એ ઘણા સંતોષની વાત છે. ગાંધીજીના સૌરાષ્ટ્રમાંથી જ જુગતરામભાઈ જેવા કે બબલભાઈ જેવા ભૂમિજન–સેવકો આપણને મળ્યા છે. એમને હાથે શ્રી રવિશંકર જેવા ગાંધીયુગના આર્ય પ્રતિનિધિનું ચરિત્ર લખાય અને એ સૌરાષ્ટ્રના સાહિત્યસ્વામીના લખાણ કરતાં ઊતરતું ન નીવડે એથી કોને આનંદ ન થાય? એક જુવાન સેવાવીર બીજા મુરબ્બી સેવાવીરની જ્યારે કદર કરે છે ત્યારે એ ભાષાનો સંયમ વાપરવાનો જ

એ સંયમ આ ચરિત્રમાં વાક્યે વાક્યે દેખાય છે. અને તેથી જ આ આખું બયાન સચોટ તેમ જ સમર્થ બન્યું છે.

એટલું તો કહેવું જ જોઇએ કે સંભાષણ-ચતુર રવિશંકર મહારાજ પાસેથી જ માહિતી મેળવીને આ ચારે ચોપડીઓ લખાઈ છે. એટલે ચરિકારોને જે શ્રેય આપણે આપીએ છીએ એમાંનો અમુક ભાગ તો ચારિત્રનાયકના ખાતામાં જમે થાય છે.

ગાંધીયુગના સાહિત્યમાં એક કીમતી ઉમેરો કરવા માટે શ્રી બબલભાઇનું આપણે અભિનંદન કરીશું

પાટણવાડિયા કોમના નવયુવકો વલ્લભવિદ્યાલય જેવી સંસ્થામાંથી જ્યારે નવા સંસ્કારો મેળવશે અને પોતાની કોમ ઉપરની મધ્યયુગીન કાંચળી ઉતારી દેશે, ત્યારે પોતાની કોમના ઉદ્ધારક શ્રી રવિશંકર મહારાજ પ્રત્યે અસાધારણ કૃતજ્ઞતાની લાગણી અનુભવશે અને તે વખતે આ જીવનચરિત્રની તેઓ રામાયણ મહાભારત કે બાઇબલના જેવી કદર કરશે. પણ દુનિયાના લોકો તો આજથી જ આ ચોપડીનું એક પ્રેરક ગ્રંથ તરીકે સ્વાગત કરશે.*

—કાકા કાલેલકર

---

* મૂળ પુસ્તક 'રવિશંકર મહારાજ'ની પ્રસ્તાવના.

# • અનુક્રમ •

# રવિશંકર મહારાજ

## [ સંક્ષિપ્ત જીવનચરિત્ર ]

### માબાપ

**શ્રી રવિશંકર મહારાજ**નો જન્મ સંવત ૧૯૪૦ ની શિવરાત્રિને રોજ (તા. ૨૫–૨–૧૮૮૪) ખેડા જિલ્લામાં, માતર તાલુકાના રઢુ ગામે, એમના મોસાળમાં થયો હતો. તેમનું વતન મહેમદાવાદ તાલુકાનું સરસવણી ગામ છે.

**પિતાઃ**—એમના પિતાનું નામ શિવરામ વ્યાસ હતું. શિવરામ વ્યાસ શિક્ષકનો ધંધો કરતા. એ તેર વરસની ઉંમરે શિક્ષક થયેલા, ને આજુબાજુનાં ગામોમાં ધૂડી નિશાળ ચલાવતા. સ્વભાવે તે તેજસ્વી હતા. ગામના પ્રશ્નોમાં તે ડહાપણભરી સલાહ આપતા. વિદ્યાર્થીઓ પ્રત્યે તેમને અપાર લાગણી હતી. વિદ્યાર્થીઓને ઉત્તમ પ્રકારની કેળવણી આપવાનો એમનો સહજ સ્વભાવ હતો. આથી તે લોકોને બહુ પ્રિય થઈ પડ્યા હતા. તેથી, જ્યારે ૧૯૪૮ માં દહેગામ તાલુકાના ભાવડા ગામે ગાયકવાડ સરકારે સરકારી નિશાળ ખોલવાનો ઠરાવ કર્યો ત્યારે લોકોએ એમને આગ્રહ કરીને સરકારી નિશાળમાં દાખલ કરાવેલા. ત્યારથી એ સરકારી શાળામાં કામ કરતા થયા. ધૂડી નિશાળ ચલાવતા હતા ત્યારે તેમની સઘળી જરૂરિયાતો વિદ્યાર્થીઓ અને તેમના વાલીઓ જ પૂરી પાડતા હતા. પણ સરકારી શિક્ષક થયા ત્યારે તેમને મહિને બાર રૂપિયાનો પગાર મળવા લાગ્યો.

તે વિદ્યાર્થીઓને કેવળ પુસ્તકિયું ભણતર ભણાવીને જ બેસી રહેતા નહિ, પણ તેમને સારી ટેવો પડે અને તેઓ સારી રીતે જીવન ગુજારે તેવી કેળવણી આપતા. તે વિદ્યાર્થીઓને પોતાની સાથે રહેવા બોલાવતા અને નિત્યની રહેણીકરણીની એકેએક બાબતની તાલીમ આપતા. કચરો કેમ વાળવો, કઈ દિશાએથી વાળવો, કયાં ભેગો કરવો અને કયાં નાંખી આવવો, ત્યાંથી માંડીને જીવનની એકેએક બાબતમાં તે પોતાના વિદ્યાર્થીઓને દોરવણી આપતા. તે કહેતા કે क्षणशः कणशश्चैव विद्यामर्थं च साधयेत्-ક્ષણેક્ષણનો ઉપયોગ કરીને વિદ્યા અને કણેકણનો સંચય કરીને ધન મેળવવાં. પોતાનો શિષ્ય ખડતલ અને ઉદ્યમી થાય એવી તાલીમ તે તેને આપતા. તે ઘણીવાર કહેતા કે सुखार्थी वा त्यजेत् विद्याम्। विद्यार्थी वा त्यजेत् सुखम्।— સુખાર્થીએ વિદ્યા જતી કરવી, વિદ્યાર્થીએ સુખ જતું કરવું. મહારાજ કહે છે કે, "મારા પિતા સુટેવોની આ કેળવણીને બહુ જ અગત્ય આપતા, અને અમને સારી જ ટેવો પડે તેની ખૂબ કાળજી રાખતા."

તેઓ સ્વભાવે કડક હતા. કોઈ કોઈ વાર તે વિદ્યાર્થીને શિક્ષા પણ કરતા. પરંતુ વિદ્યાર્થીનું જીવન ઉત્તમ થાય અને તેનો અભ્યાસ સારો થાય તે માટે એ જે જહેમત ઉઠાવતા તે વિદ્યાર્થીઓ સમજતા અને તેથી આવા કડક ગુરુ પણ તેમને પ્રેમાળ પિતા જેવા લાગતા. મહારાજ કહે છે કે, "અમે ભાવડામાં હતા ત્યારે ત્યાંના એક શેઠનો દીકરો મારા પિતાજીની ખૂબ સેવા કરતો. એકવાર મારા પિતાએ તેને અને મને નિશાળ લીંપવા માટે ગોરમટી ખોદી લાવવા મોકલ્યા. ખોદતાં

ભેખડ એકાએક તૂટી પડી અને હીરો તેમાં દબાયો. મેં તો ગભરાઈ, દોડતા જઈ પિતાજીને કહ્યું. તે સાંભળીને પિતાજી માથે પાઘડી મૂકીને એકદમ ઊઠ્યા અને ઉતાવળા ઉતાવળા ભેખડ આગળ આવી પહોંચ્યા. તેમણે માટી અને રોડાં ખસેડીને હીરાને બહાર કાઢ્યો. તેને ઊંચકીને તે ઘેર લઈ આવ્યા. હીરાના પિતાને આ વાતની ખબર પડી એટલે તે અમારે ત્યાં ઉતાવળા ઉતાવળા આવ્યા. પણ મારા પિતાએ છોકરો આપવાની ના પાડી અને કહ્યું કે, " સાજો થશે ત્યારે તમારે ત્યાં આવશે. તે મારો પણ છોકરો જ છે ! "

પુત્ર રવિશંકરને પિતા પોતાની પાસે જ રાખતા અને બીજા શિષ્યોની જેમ તેને પણ એકેએક કામમાં જોડતા. એમાંથી આ પુત્રના જીવનનું ઉત્તમ ઘડતર થયું. મહારાજ ઘણી વાર કહે છે કે, ' મારામાં આજે જે કંઈ છે તેનો વારસો અને તાલીમ મને મારા પિતા તરફથી જ મળેલાં છે. કષ્ટ કષ્ટ ન લાગે એ રીતે કામ કરવાની મારા પિતાજી પાસે કળા હતી. પંદરવીસ માઈલ ચાલી નાંખવું એનો તેમને હિસાબ નહોતો. તે તરવાનું પણ સરસ જાણતા. વળી મારામાં જે ધાર્મિક સંસ્કાર છે તે પણ પિતાનો જ વારસો છે. તે રોજ સ્નાન-સંધ્યા કરતા અને પૂજાપાઠમાં રોજ બે કલાક આપતા. સાધુસંન્યાસીઓનો તે સત્સંગ કરતા. આ બધા સંસ્કારોની અસર મારા પર જાણ્યે અજાણ્યે પડ્યે જ જતી હતી. '

પોતાના પિતાના મરણનો કિસ્સો આજે પણ મહારાજના મનમાં હૂબહૂ કોતરાયેલો પડ્યો છે. ' વિ. સં. ૧૯૬૦ નું વર્ષ

હતું. પિતાજી બહિયલ પાસે ઈસનપુરમાં શિક્ષક હતા. ત્યાં એમને પ્લેગની ગાંઠ નીકળી. એમને મનમાં ઊગી ગયું કે હવે જીવનયાત્રા પૂરી થવા આવી છે. એટલે ઘોડા પર બેસી હળદરવાસ થઈ સરસવણી આવ્યા, અને નદીએથી ઘોડાવાળાને ઘોડો સોંપી પોતે પોટલું ઊંચકી ચાલતા ઘેર આવ્યા. પગમાં દુઃખાવો હતો છતાં બપોરના એક વાગ્યે મણનું પોટલું ઊંચકીને તેઓ ચાલતા સરસવણી આવ્યા. બીજે દિવસે એમણે દેહ છોડયો. કોઈએ એમને પૂછ્યું કે, 'કંઈ કહેવું છે?' ત્યારે એમણે શાન્તિથી જવાબ આપ્યો કે, 'કહેવાનું શું હોય? કંઈ છાનું નથી.' આમ નિશ્ચિંત મને તેમણે દેહ છોડયો.'

**માતાઃ**—પિતા ચોમાસાના ચાર માસ ઘેર સરસવણી જતા એ વખતે બાળક રવિશંકરને માતાનો વાત્સલ્યભાવ અનુભવવા મળતો. એ પોતે નાનપણમાં ખૂબ તોફાની હતા. ભણવા કરતાં એમને રમવાનું વધારે ગમતું. એને લીધે કોઈ કોઈ વાર મા અકળાઈને પોતાના તોફાની પુત્રને ગાળ પણ ભાંડતાં. પણ મહારાજ કહે છે કે "બાની ગાળમાં મને ઘીની નાળ દેખાતી. બીજું કોઈ જો કદી અણઘટતું વેણ કહેતું તો મારું માથું ફરી જતું, પણ બાનો શબ્દ એવો લાગે જ નહિ. ટપલી માર્યા પછી બીજી જ ક્ષણે એના દિલમાં દુઃખ થાય અને એનો વાત્સલ્યભર્યો હાથ જ્યારે મારી પીઠ પર ફરે ત્યારે પેલી ટપલી તો ક્યાંય ભુલાઈ જતી, અને રોષનો બદલો વ્યાજ સાથે પ્રેમરૂપે મળી જતો."

ખૂબ મહેનતુ, સંસ્કારી, ધાર્મિકવૃત્તિવાળાં, ભણેલાં નહિ

છતાં ધાર્મિક પુસ્તકો સાંભળીને ઠીક જ્ઞાન પ્રાપ્ત કરેલું. હું ન સમજું તોપણ મારી પાસે ભાગવત વંચાવે અને તે સાંભળે અને મને સમજાવે. દમનું દર્દ હોવા છતાં ઘડી નવરાં ન બેસે. અમારા ખોરાકમાં અમે માંદા ન પડીએ એ ખાસ સંભાળ રાખે, એટલે અમારા ઘરમાં મંદવાડનું નામ નહોતું. વૈદની દવા ખાવાનો સમય આવ્યો જ નહોતો. 'સામાન્ય ખોરાક પણ જો બરોબર પચી જાય અને બંધકોષ ન રહે તો માંદું પડાય નહીં' એ સૂત્રને સમજતાં. ઘીદૂધ ખાવાથી જે બળ નથી આવતું તે આ નિયમ પાલનથી આવે ને શરીર નિરોગી અને બળવાન બને. ઘરની સ્થિતિ સામાન્ય હોવા છતાં એમનાં બા પોતાનાં બાળકોને દૂધઘીનો પૌષ્ટિક ખોરાક ખવડાવતાં. ઘરમાં હંમેશાં ગાય રહેતી. તેની એ માવજત કરતાં. એમના કુટુમ્બનો નિયમ હતો કે, બજારુ હોટેલ કે દુકાનમાંથી ખરીદેલી ચીજ ન ખવાય. છતાં કોઈ વખત ખાવાનું મન બાળકોને થાય તો કુલેર અથવા બાજરીની ઘૂઘરી કરી આપે પણ બજારનું નહીં. છતાં ખવરાવતી વખતે એક કહેવત કહે :

ઘૂઘરીએ ઘર જાય
ભલા બિચારા રોટલા,
કે કાયમના કોઠલા !

આમ પિતાની કડક તાલીમમાં અને માની વાત્સલ્યભરી હૂંફમાં બાળક રવિશંકરને ઉત્તમ સંસ્કાર મળવા લાગ્યા. મહારાજ કહે છે, 'બા કદી મને પાઠ ભણાવવા બેઠી હોય એવું મને યાદ નથી. પણ એણે બીજી અનેક રીતે પાઠ આપ્યા છે.

છોટાલાલ કવિ પાસેથી હું પહેલવહેલો વેદમંત્ર શીખી આવ્યો અને બા પાસે બોલી બતાવ્યો ત્યારે એનું મોઢું કેવું હરખાયું હતું! એમાંથી જ મને વધારે મંત્રો શીખવાની પ્રેરણા મળી. બા મને તાપણીએ બેસાડી ભાગવત વંચાવે અને પોતે સાંભળે. મારી પાસે એ સત્યનારાયણની કથા પણ કરાવે. દળતાં દળતાં બા ભજનો ગાય. એ કહેતી કે બહેરો લોટ ખવાય નહિ! હું સામે દળવા બેસી જતો. પાણી પણ ભરવા લાગતો. ઘરનું કોઈ પણ કામ કરવામાં મને શરમ આવતી નહિ. આથી જ હું નાનપણમાં ઘરનાં બધાં કામ શીખી ગયો. આજે પણ કામ માટે મારે કોઈને અધીન રહેવું પડતું નથી.'

એમનું મકાન નીચું અને નાનું હતું. પણ એમનાં મા એને લીંપીગૂંપીને સ્વચ્છ રાખતાં. ઘરમાં જે થોડુંઘણું રાચરચીલું હતું તે સ્વચ્છ અને સુઘડ રીતે ગોઠવેલું રહેતું. કપડાં જૂનાં થઈને ફાટી જતાં ત્યારે તે તેમને થીંગડાં મારતાં. નવરાં બેસવું એ એમના સ્વભાવમાં જ નહોતું. બધાંની પહેલાં એ ઊઠે અને બધાંની પછી એ સૂએ. ઘરનાં બધાં જમી લે પછી જ એ જમે. અચાનક કોઈક મહેમાન આવી ચડે તો ફરીથી રસોઈ કરે, પણ કામથી કંટાળીને મોઢું કટાણું ન કરે. મરણ આવ્યું ત્યાં સુધી તેમનો આ કર્મયોગ અખંડપણે ચાલુ રહ્યો. સંવત ૧૯૬૩ના પ્લેગમાં એમણે દેહ છોડયો. મહારાજે ઓગણીસ વરસની ઉંમરે પિતાનું છત્ર ગુમાવ્યું હતું, અને બાવીસ વરસની ઉંમરે માતાની હૂંફ ચાલી ગઈ.

પિતાના મૃત્યુ પછી મહારાજ ખેતી પણ કરતા. એ ખેતરમાં

જતા અને ખેડવું, ઓરવું, નીંદવું, કાપણી કરવી, અનાજ ઝૂડવું એમ બધું કામ જાતે કરતા. નાનપણથી એમને કામ કરવાનો શોખ હતો, અને તેથી પોતાનું કામ પૂરું થયું હોય ત્યારે એ બીજાનું કામ કરતા. આથી એ નાનપણથી બધાંને પ્રિય થઈ પડ્યા હતા.

મહારાજ પોતાનાં માતાપિતા વિષે કહે છે કે, 'આજે પણ જ્યારે જ્યારે મને તેમનું સ્મરણ થાય છે ત્યારે ત્યારે મારું હૃદય લાગણીથી ઊભરાઈ જાય છે.'

## બચપણનાં સાહસો

**સાહસ,** નીડરતા અને દુઃખી માટે લાગણી એ ગુણો મહારાજના સ્વભાવમાં બાળપણથી જ દેખાઈ આવે છે. રમતાં કે કાર્યો કરતાં કોઈ જોખમ એમને જોખમ લાગતું જ નહિ. બીક શું એની એમને ખબર જ નહોતી.

સરસવણી ગામનો એક બાવો કહેતો ફરતો કે સ્મશાનમા ભૂત રહે છે અને તે રોજ રાત્રે દેખાય છે. કિશોર રવિશંકરે તે બાવા પાસે જઇને પૂછ્યું, 'મને દેખાડશો?' એણે કહ્યું, 'ભૂત તો રાત્રે દેખાય,' રવિશંકરે કહ્યું, 'હું રાત્રે આવીશ.' ઘરનાં બધાં બરાબર ઊંઘી ગયાં એટલે કોઈ ન જાણે એમ એ ઘરમાંથી બહાર સરકી ગયા અને નદી ઉપર બાવા પાસે પહોંચી ગયા. બાવાને પણ ઊઠવું પડ્યું. પણ ભૂત બતાવવું કયાંથી? એણે સ્મશાન તરફ આંગળી કરીને કહ્યુ, 'પેલું રહ્યું ભૂત!' પણ બાળક રવિશંકરને તો કંઈ દેખાયું નહિ.

એક વાર ગામની ભાગોળે સાંકડી નળીમાં બે અલમસ્ત પાડા ઢીંકો મારી મારીને લડતા હતા. બધે હોહા થઈ ગઈ અને લોકોએ નાસભાગ શરૂ કરી. કોલાહલ સાંભળી કિશોર રવિશંકર નળી પાસે આવી પહોંચ્યો. તેના હાથમાં આરડીની એક સોટી હતી. એ પાડાઓને છોડાવવાની ચેષ્ટા કરવા લાગ્યો. બધાંને થયું કે છોકરાના રામ રમી જશે. પણ બીક શું,

એની રવિશંકરને તો ખબર જ નહોતી. પાડાઓની તદ્દન પાસે જઈને એણે હાથમાંથી લાકડી એક પાડાના માથા ઉપર જોરથી મારી! પાડા ભડકયા અને છૂટા પડીને નાસી ગયા. આ સાહસ ગાંડું તો હતું, પણ કિશોર રવિશંકર એવી ગણતરી કરવા કયાં બેસે એવો હતો?

સરસવણીના એક પગીએ ચોકી ન મળવાથી એક રાત્રે અફવા ફેલાવી કે બહારવટીયાં આવ્યા છે! આથી લોકો થથરી ગયા. પણ કિશોર રવિશંકર ઘરમાંથી બહાર નીકળ્યો અને એકલો ગામની ભાગોળથી અર્ધો માઇલ સુધી તપાસ કરી આવ્યો. ફરી બે ત્રણ દિવસે અફવા ઊડી. મહારાજ કહે છે, હું તો એકલો નીકળી પડયો. થોડેક ગયો ત્યાં ત્રણ જણ તીરકામઠાં લઈને ઊભા હતા. એમાં પેલો પગી પણ હતો. એ બોલી ઊઠયો, 'જ્યાં ને ત્યાં તું વચમાં આવે છે! મરી જવાનો થયો છે!' આમ બબડતા બબડતા એ લોકો ચાલ્યા ગયા. પણ આ પ્રસંગથી મારી હિંમત અને સાહસવૃત્તિમાં વધારો થયો, અને પછીના જીવનમાં આવા પ્રસંગો આવ્યા ત્યારે કેમ વર્તવું તેની ચાવી હાથમાં આવી ગઈ!'

મહારાજને નાનપણથી તરવાનો શોખ છે. આજે પણ તક મળતાં પૂરપાટ દોડતી નદીમાં કૂદી પડીને એ શોખ તેઓ માણી લે છે. મહારાજ તરવાની કળાને એક સંપત્તિ ગણે છે.

મહારાજ કહે છે : 'હું નવદસ વર્ષનો હતો તે વખતે હું અને મારો ભાઈબંધ મોતી એકવાર નદીએ મારા બરોબરિયા મિત્ર સાથે નાહવા ગયેલા. પાણી આવીને ઊતરી ગયાં હતાં,

પણ હું પાર જાઉં તો ડૂબું એટલાં પાણી તો હતાં જ. એટલામાં અમારા ગામના એક ભાઈને સામી બાજુ જવું હતું. તેણે અમને પૂછયું—નદી કયાંથી પાર ઊતરાશે? અમે એને નદી પાર કરી આપવા ગયા. પેલો માણસ માને કે આ છોકરા ભોમિયા છે અને સારા તારા છે એટલે અમારી હૂંફે હૂંફે એણે નદી પાર કરી અમે પાછા ફર્યા. મોતી તરવાનું જાણે. મને એ વખતે તરતાં આવડતું જ નહોતું. ઊંડું પાણી આવ્યું એટલે મોતીના કહેવાથી મેં એનો પગ ઝાલ્યો. પછી એ તરી જ શાનો શકે? અમે બંને ડૂબવા લાગ્યા, અને તેના તડફડાટમાં મારા હાથમાંથી એનો પગ છૂટી ગયો. એટલે એ તો તરતો પાર પહોંચી ગયો. હું એકલો પડ્યો એટલે પાણીમાં બાથોડિયાં મારવા લાગ્યો. પાણીની ઉપર રહેવા માટે મેં મારા પગથી તળિયે લાતો મારવા માંડી. હું ઊંચો કૂદતો કૂદતો આગળ વધવા લાગ્યો. થોડીકવારમાં છાતી સમાણું પાણી આવ્યું ત્યાં થોભીને થાક ખાધો અને પછી હું ચાલીને બહાર નીકળ્યો. કૂળિયાની એક બહેન નદીએ હતી. તેણે કહ્યું—જોજે તારી બાને ન કહી દઉં તો! મેં કહ્યું કે, 'જો ઘેર કહેશો તો બેડું જ ફોડી નાંખીશ.'

તરવાની આ કળા શીખવા માટે ઘેરથી રજા નહોતી. પિતા તો બીજે ગામ રહેતા. એટલે માતાની નજર ચૂકવીને નદીએ જવાનું હોય. માતા કે પિતા કોઈ જાણે નહિ કે આ ભાઈ સાહેબને તરતાં આવડે છે.

મહારાજ કહે છે : 'પાછળથી તો તરવાની મને એવી

લત લાગી કે નિશાળેથી ઘેર આવું એટલે કપડાં ઉતારીને સીધો નદીએ દોટ કાઢું. નદીમાં પૂર આવ્યું હોય છતાં સામે પાર જાઉં. સામે પાર ન જઈ આવું તે દિવસે એમ થાય કે જાણે નાહ્યો જ નથી. હાથમાં છત્રી ઉઘાડીને પાણીમાં તરું. બીજાને ઊંચકીને તરું, આડો તરું, પાણી ઉપર લાકડાની જેમ પડયો રહું અને ડુબકી તો એવી મારું કે કયાંય અલોપ થાઉં અને ક્યાંય નીકળી આવું! તરવામાં હું ખૂબ પાવરધો થઈ ગયો. આ તરવાની આવડતથી મારામાં નિર્ભયતા પણ ખૂબ વધી. અજાણ્યા પાણીમાં પણ હું બેધડક પડું. કોઈ ડુબતું હોય અને હું જોયા કરું એ તો બને જ નહિ. આમાં હું કેટલીક વખત ગાંડાં સાહસ પણ કરતો. પણ આ તરવાની કળાથી મારી જિંદગીમાં હું જે સેવાઓ કરી શકયો છું એ યાદ આવે છે ત્યારે મને બહુ આનંદ થાય છે. આઠ જણને મેં છેલ્લી ઘડીએ ડુબતા બચાવ્યા છે.

એક વખત સરસવણીમાં આવેલી રામલીલાવાળો અમદાવાદથી બાવાના બે છોકરા ઉઠાવી લાવ્યો હતો. એમાંના એકને તરવાનો બહુ શોખ હતો. એટલે એ તરુણ રવિશંકરનો ભાઈબંધ બની ગયો. પેલો બાવો છોકરાની શોધમાં ત્યાં આવ્યો. બંને ભાઈબંધો નાહીને નદીએથી ઘેર આવતા હતા. એટલામાં બૂમ સાંભળી કે પેલો બાવો નદીની ભેખડેથી પડીને તણાયો છે. મહારાજ કહે છે: 'મેં તો નદીએ જઈ તરત જ પાણીમાં ઝંપલાવ્યું. મેં એની પૂંઠે જઈ ચોટી પકડી. બાવાને આગળ રાખી હું કિનારા તરફ જવા લાગ્યો. થોડુંક તર્યો ત્યાં તો હું ખૂબ થાકી ગયો. પાણીમાં તાણ બહુ હતું. પેલા બાવાના

છોકરાએ પણ બૂમ સાંભળીને ભેખડ પરથી ભૂસકો માર્યો હતો એ લાંબા લસરકા મારતો મારતો મારી પાસે આવી પહોંચ્યો પછી અમે બંનેએ મળીને અર્ધો માઇલ ખેંચાઈને બાવાને બહાર કાઢ્યો. હું એને મારે ઘેર લઈ ગયો. ત્યાં મેં ઉકાળો કરીને એને પાયો.'

એક વખત સરસવણીના છોટાલાલ કવિ અને કિશોર રવિશંકર સાથે નદીએ ફરવા ગયા હતા. રાત અંધારી હતી કવિ શૌચ માટે ગયા હતા, અને રવિશંકર આકાશના તારા જોતો ઊભો હતો. એટલામાં નદીના ઊંડા ધરામાં એક મોટો ધબાકો થયો. રવિશંકરે તે તરફ દોડી જઈને એકદમ ધરામાં ઝંપલાવ્યું એક ક્ષણમાં જ એ કોઈને બહાર પકડી લાવ્યો. કિનારે આવીને જુએ છે તો એ એક બાઈ હતી.

સંવત ૧૯૬૧ માં ઊંટડિયા મહાદેવના મેળામાં તે ગયા હતા. નદીના પટમાં ખીચડી પકાવતા એ બેઠા હતા. તેવામાં એક સંઘ આવ્યો. બધા નાહવા પડયા. એમાંના ત્રણ જણને તરતાં આવડતું હતું, છતાં નદીના વેગીલા પ્રવાહમાંથી કિનારે પહોંચી જ ન શકે. એની ખબર પડતાં ખીચડી પકાવતો રવિશંકર એ પાણીમાં કૂદી પડ્યો અને એકને ખેંચી લાવ્યો. ફરીથી જઈને બીજાને ખેંચી લાવ્યો, પણ ત્રીજાને ખેંચવા જતાં એને નાકે દમ આવ્યો. રવિશંકરે એને પકડ્યો તો ખરો, પણ થાકને લીધે એને ભાન રહ્યું નહોતું. એનાથી એક વેંત પણ આગળ વધાતું નહોતું. બંને ડૂબતા હતા, છતાં કાંઠા પરનું કોઈ એમની મદદે આવવાની હિંમત કરતું નહોતું. છેવટે બે ફાળિયાં સંધાડીને કોઈએ

ઘા કર્યો એનો છેડો રવિશંકરે પકડી લીધો, એટલે બહારના લોકોએ તેને કિનારે ખેંચી લીધો. આમ જીવનની પણ પરવા કર્યા વિના આફતમાં આવી પડેલાંની મદદે તે દોડી જતા. મહારાજ કહે છે : 'મારી તરવાની આવડત મને બહુ ખપ લાગી છે. ઈ. સ. ૧૯૨૭ની રેલમાં નીડરપણે પાણીમાં તરી તરીને હું ગરીબ લોકોને મદદ પહોંચાડી શક્યો હતો તે આ આવડતને આભારી છે.'

એક પ્રસંગે એમણે પાણીથી ઊભરાતી મહીસાગર પાર કરેલી. એ કહે છે : 'બ્રાહ્મણગામ ગંભીરાના પાટણવાડિયાઓની હાજરી કઢાવીને હું વડોદરાથી આવતો હતો. મારા હર્ષનો પાર નહોતો. આ શુભ સમાચાર વહેલામાં વહેલી તકે ગામલોકોને પહોંચાડવાનો મને ઉત્સાહ હતો. નદીકાંઠે આવ્યો તો મહી-સાગરમાં ભરતી આવેલી! જુવાળ ચડતો હતો. સાંજ પડી ગઈ હતી. હોડીની અવરજવર બંધ થઈ ગઈ હતી. એક હોડી પાણીમાં દૂર ઊભી હતી. એણે નદી પાર કરાવવાની ના પાડી. મેં બે ક્ષણ વિચાર કર્યો, ઊતરતાં પાણી તરફ જોયું અને મનમાં નિશ્ચય કર્યો. લૂગડાં ઉતારીને પોટલી બાંધી. કામળ પહેરી લીધી અને પોટલી હાથમાં પકડીને મેં તો પાણીમાં ઝંપલાવ્યું. હું તો નદીને સામે કાંઠે પહોંચી ગયો. મને તો એટલી ઉતાવળ હતી, એટલો ઉમંગ હતો કે કપડું બદલ્યા વિના જ હું ગામ તરફ ચાલવા લાગ્યો.'

એ ઘણીવાર કહે છે કે દરેક સ્વયંસેવકને તરતાં તો આવડવું જ જોઈએ. માબાપે પણ પોતાના બાળકોને વહેલામાં વહેલી તકે તરતાં શીખવી દેવું જોઈએ.'

છોકરાએ પણ બૂમ સાંભળીને ભેખડ પરથી ભૂસકો માર્યો હતો. એ લાંબા લસરકા મારતો મારતો મારી પાસે આવી પહોંચ્યો. પછી અમે બંનેએ મળીને અર્ધો માઇલ ખેંચાઈને બાવાને બહાર કાઢ્યો. હું એને મારે ઘેર લઈ ગયો. ત્યાં મેં ઉકાળો કરીને એને પાયો.'

એક વખત સરસવણીના છોટાલાલ કવિ અને કિશોર રવિશંકર સાથે નદીએ ફરવા ગયા હતા. રાત અંધારી હતી. કવિ શૌચ માટે ગયા હતા, અને રવિશંકર આકાશના તારા ગણતો ઊભો હતો. એટલામાં નદીના ઊંડા ધરામાં એક મોટો ધબાકો થયો. રવિશંકરે તે તરફ દોડી જઈને એકદમ ધરામાં ઝંપલાવ્યુ એક ક્ષણમાં જ એ કોઈને બહાર પકડી લાવ્યો. કિનારે આવીને જુએ છે તો એ એક બાઈ હતી.

સંવત ૧૯૬૧ માં ઊંટડિયા મહાદેવના મેળામાં તે ગયા હતા. નદીના પટમાં ખીચડી પકાવતા એ બેઠા હતા. તેવામાં એક સંઘ આવ્યો. બધા નાહવા પડ્યા. એમાંના ત્રણ જણને તરતાં આવડતું હતું, છતાં નદીના વેગીલા પ્રવાહમાંથી કિનારે પહોંચી જ ન શકે. એની ખબર પડતાં ખીચડી પકાવતો રવિ-શંકર એ પાણીમાં કૂદી પડ્યો અને એકને ખેંચી લાવ્યો. ફરીથી જઈને બીજાને ખેંચી લાવ્યો, પણ ત્રીજાને ખેંચવા જતાં એને નાકે દમ આવ્યો. રવિશંકરે એને પકડ્યો તો ખરો, પણ થાકને લીધે એને ભાન રહ્યું નહોતું. એનાથી એક વેંત પણ આગળ વધાતું નહોતું. બંને ડૂબતા હતા, છતાં કાંઠા પરનું કોઈ એમની મદદે આવવાની હિંમત કરતું નહોતું. છેવટે બે ફાળિયાં સંધાડીને કોઈએ

ઘા કર્યાં એનો છેડો રવિશંકરે પકડી લીધો, એટલે બહારના લોકોએ તેને કિનારે ખેંચી લીધો. આમ જીવનની પણ પરવા કર્યા વિના આફતમાં આવી પડેલાંની મદદે તે દોડી જતા. મહારાજ કહે છે : 'મારી તરવાની આવડત મને બહુ ખપ લાગી છે. ઈ. સ. ૧૯૨૭ની રેલમાં નીડરપણે પાણીમાં તરી તરીને હું ગરીબ લોકોને મદદ પહોંચાડી શક્યો હતો તે આ આવડતને આભારી છે.'

એક પ્રસંગે એમણે પાણીથી ઊભરાતી મહીસાગર પાર કરેલી. એ કહે છે : 'બ્રાહ્મણગામ ગંભીરાના પાટણવાડિયાઓની હાજરી કઢાવીને હું વડોદરાથી આવતો હતો. મારા હર્ષનો પાર નહોતો. આ શુભ સમાચાર વહેલામાં વહેલી તકે ગામલોકોને પહોંચાડવાનો મને ઉત્સાહ હતો. નદીકાંઠે આવ્યો તો મહીસાગરમાં ભરતી આવેલી! જુવાળ ચડતો હતો. સાંજ પડી ગઈ હતી. હોડીની અવરજવર બંધ થઈ ગઈ હતી. એક હોડી પાણીમાં દૂર ઊભી હતી. એણે નદી પાર કરાવવાની ના પાડી. મેં એ ક્ષણ વિચાર કર્યો, ઊતરતાં પાણી તરફ જોયું અને મનમાં નિશ્ચય કર્યો. લૂગડાં ઉતારીને પોટલી બાંધી. કામળ પહેરી લીધી અને પોટલી હાથમાં પકડીને મેં તો પાણીમાં ઝંપલાવ્યું. હું તો નદીને સામે કાંઠે પહોંચી ગયો. મને તો એટલી ઉતાવળ હતી, એટલો ઉમંગ હતો કે કપડું બદલ્યા વિના જ હું ગામ તરફ ચાલવા લાગ્યો.'

એ ઘણીવાર કહે છે કે દરેક સ્વયંસેવકને તરતાં તો આવડવું જ જોઈએ. માબાપે પણ પોતાના બાળકોને વહેલામાં વહેલી તકે તરતાં શીખવી દેવું જોઈએ.'

## બીજી અસરો

મહારાજના વિદ્યાર્થીજીવનનું ઘડતર મુખ્યત્વે એમના પિતા પાસે થયું. પણ પાછળથી એ જ્યારે સરસવણીમાં રહેવા લાગ્યા અને ત્યાંની નિશાળમાં જવા લાગ્યા ત્યારે એમના જીવન પર વધારેમાં વધારે છા૫ નાગરદાસ માસ્તરની પડી. એ નડિયાદના કાકરખાડના વતની હતા ને જ્ઞાતે પાટીદાર હતા. પોતાના વિદ્યાર્થીઓના ભણતર ઉપર એ સંપૂર્ણ લક્ષ આપતા. તે વિદ્યાર્થીઓને પોતાને ઘેર બોલાવતા ને ભણાવતા. આવા ભણતરની એમણે રાતી પાઈ પણ લીધી હોય કે દિવા માટેનું દિવેલ પણ વિદ્યાર્થીને ઘેરથી મંગાવ્યુ હોય એવું બન્યું નથી. કોઈ શુભ અવસરે એમને ત્યાં કોઈ કંઈ મોકલે તો તે એનો કદી પણ સ્વીકાર કરે નહીં.

નાગરદાસ માસ્તરને હુક્કા સિવાય કોઈ વ્યસન નહોતું. પણ તેમણે નિશાળમાં કદી હુક્કો પીધો નથી. પોતાના સૌમ્ય અને સજ્જન સ્વભાવને લીધે તેઓ વિદ્યાર્થીઓના સૌમ્ય અને સજ્જન જીવનના પ્રેરક હતા. કોઈ વિદ્યાર્થી માંદો પડ્યો હોય કે બીજી કોઈ આફતમાં સપડાયો હોય ત્યારે એ એના સહાયક બનતા.

મહારાજ આ સજ્જન શિક્ષકની સૌમ્યતાનો એક પ્રસંગ કહે છે : 'એક દિવસ વ્યાકરણમાં મારો એક પણ સવાલ

ખરો ન પડ્યો એટલે એમણે ગુસ્સે થઈ મને એક લાપોટ લગાવી દીધી. થોડીવાર પછી તરત જ મારા તરફ ફરીને બોલ્યા, 'આજે અગિયારસને દિવસે કોઈને મારવો નહિ એવું નક્કી કરીને આવ્યો હતો, પણ તું આડો આવ્યા વિના ન રહ્યો' આ શબ્દોમાં એમનું દુઃખ, પસ્તાવો અને પ્રેમ ત્રણેય મેં જોયાં. એમના પ્રેમાળ સ્વભાવે ને સદાચારી વર્તને મારા જીવનમાં કાયમની અસર કરી છે. તે તાકાત આજના શિક્ષણતંત્રમાં હું શોધું છું.'

## છોટાલાલ કવિ

નિશાળ છોડ્યા પછી એમને છોટાલાલ કવિ મળી ગયા. એમણે એમના સંસ્કારોને ઓપ ચડાવવામાં ભારે ભાગ ભજવ્યો. એમના ભાવનાશીલ અને પ્રગતિશીલ સ્વભાવને લીધે તરુણ રવિશંકર એમના તરફ આકર્ષાયા. છોટાલાલ કવિ એમને પુસ્તકો, ખાસ કરીને ઇતિહાસનાં, વાંચવા આપતા અને રવિશંકર તે રસપૂર્વક વાંચતા. કવિ આર્યસમાજી હતા. મહારાજ કહે છે: એમણે મને આર્યસંસ્કૃતિનું મહત્ત્વ સમજાવ્યુ, વૈદિક સંધ્યા શીખવી અને સ્વામી દયાનંદનુ જીવન કહ્યું. મને સાચા આર્ય થવાની ઇચ્છા જાગી. કવિના સહવાસમાં જેમજેમ દિવસો જવા લાગ્યા તેમતેમ મારા જીવનમાં પણ પરિવર્તન થતું ગયું. એમણે મને વાંચવાની લગની લગાડી. મારું બહારનું જ્ઞાન વધતું ગયું અને સાથે સાથે વિચાર કરવાની ટેવ પણ વધી. 'સત્યાર્થ પ્રકાશ' હું એ જમાનામાં એટલા રસપૂર્વક અને ફરી ફરીને વાંચતો કે એ આખું પુસ્તક શ્લોકો સાથે મને કંઠે થઈ ગયું હતું. હું અભ્યાસ સાથે ખેતી પણ કરતો. પણ આ નવી ધૂન પછી

હું ખેતરમાં પણ પુસ્તક સાથે લઈ જવા લાગ્યો.'

મહારાજને કવિનું ઓળખાણ તેમના પિતાના અવસાન બાદ (સંવત ૧૯૬૦ માં) થયેલું. અને એમની બાના અવસાન બાદ (સંવત ૧૯૬૩ માં)—એ આર્યસમાજના પ્રચારક બન્યા. એ જ અરસામાં સરસવણીમાં શ્રી શંકરાચાર્ય મહારાજ પધાર્યા. કથામાં તેમણે પ્રશ્ન કર્યો—અહીં કોઈ આર્યસમાજી છે? રવિશંકરે જવાબ આપ્યો—હું જ છું. આથી સ્વામીએ તેમને ધર્મશાળામાંથી બહાર કાઢી મૂકવાનો આદેશ આપ્યો. જુવાન રવિશંકર ભરી સભામાં ગાજી ઊઠ્યા—'હું જોઉં છું, મને કાઢનાર કોણ છે ધર્મશાળામાં મારો પણ ભાગ છે.'

'आर्यों पर अनार्यों का राज्य नहीं होना चाहिये!' એ સ્વામી દયાનંદના વાક્યે તરુણ રવિશંકર પર જાદુઈ અસર કરી. એક તરફ એમને સાચા 'આર્ય' થવાનો ઉત્સાહ આવ્યો અને બીજી તરફ સ્વરાજ્ય પ્રેમ જાગ્યો.

## સ્વામી નિત્યાનંદજી

સરસવણીથી બે ગાઉ દૂર છિપિયાલમાં મહારાજના વડીલોની યજમાનવૃત્તિ હતી. મહારાજ યજમાનવૃત્તિમાં હકના દાપા ઉપરાંત એક બદામ પણ વધારે લેવાની વૃત્તિ રાખતા નહીં. સત્યાર્થ પ્રકાશ વાંચ્યા પછી તો યજમાનવૃત્તિ પર મન રહ્યુ નહોતું. એવામાં એક વખત એક સંન્યાસી એમનું ઘર શોધતા શોધતા એમને ત્યાં આવી ચડ્યા. એમને જોતાં જ મહારાજે એમને આસન આપ્યું અને હાથ જોડીને આજ્ઞા માગી. આ સ્વામી નિત્યાનંદજી સાથે પહેલી જ મુલાકાતે સંબંધની ગાંઠ બંધાઈ ગઈ. મહારાજ કહે છે કે, 'મારા ગૃહસ્થજીવનમાં

ઉચ્ચ રસ્તે જવામાં એ ઘણી વખત મારા માર્ગદર્શક બન્યા છે. ઈ. સ. ૧૯૧૮ ની સાલમાં મારે ઘેર આવ્યા ત્યારથી મારો ઘણો વખત એમની સેવા ચાકરીમાં જતો. અને આ રીતે સમયના અભાવે મને મનમાં લાગ્યું કે હવે આ ગોરપદાની જંજાળમાંથી છૂટવું જોઈએ. ઈ. સ. ૧૯૨૧ ની સાલમાં વડતાલની સભામાંથી પાછા ફરી મેં છેલ્લી કન્યા પરણાવી. ત્યાર બાદ મારી યજમાનવૃત્તિ મેં તે ગામના એક બ્રાહ્મણને સોંપી દીધી. યજમાનવૃત્તિ કરી એ સમયમાં હું યજમાનો પાસેથી યાચવાની વૃત્તિમાંથી મુક્ત રહ્યો એથી મને લાગે છે કે, મારું સત્ત્વ સચવાઈ રહ્યું. માગણવૃત્તિ માણસને કદી ચલાવી શકતી નથી.'

આર્યસમાજનો રંગ લાગવાને કારણે વડોદરાના ફત્તેસિંહ અનાથાશ્રમ સાથે તેમને સંબંધ બંધાયો. ત્યાં સરસવણીના બે ગરીબ છોકરાને એમણે દાખલ કરાવ્યા. તેથી તેને માટે ફાળો ઉઘરાવવાનું તેમણે સ્વીકાર્યું. એને માટે એ સૂરત જિલ્લામાં ગયા. કેટલીક જગાએ કંઈક મળે, ત્યારે કેટલીક જગાએ ટલ્લા ખાઈખાઈને પણ હાથમાં કંઈ ન આવે. છતાં નિરાશ થયા વગર રવિશંકર તો ગામેગામ ફરવા લાગ્યા, અને સવા મહિનામાં તેમણે અનાજ અને સારી જેવી રકમ ઉઘરાવી આશ્રમના વ્યવસ્થાપકના હાથમાં મૂકી. મહારાજ કહે છે: 'આ બહાને પચીસછવ્વીસ વર્ષની નાની વયે અજાણ્યા લોકમાં ભળવાની મને તક મળી, તેમ જ સાચી વાત રજૂ કરીને જાહેર સંસ્થા માટે ફાળો ઉઘરાવી શકાય છે એવો વિશ્વાસ બેઠો. આવો જાહેર ફાળો ઉઘરાવવાનો આ મારો પહેલો અનુભવ હતો.'

જન્મથી જ સાહસિક, હિંમતવાન અને સેવાભાવી રવિશંકરને પોતાનો સનાતની બ્રાહ્મણનો અંચળો ઉતારીને આર્યસમાજનો ઓઢી લેતાં વાર લાગી નહોતી, કારણકે એમનું હૃદય જાગૃત હતું, બુદ્ધિ તીક્ષ્ણ હતી અને સત્ય લાગે તે કોઇ પણ ભોગે કરવાની એમનામાં ભારે હામ હતી. એવામાં ઈ. સ. ૧૯૦૫ માં બંગભંગનો જમાનો આવ્યો. આખો દેશ એક છેડેથી બીજા છેડા સુધી સળગી ઊઠયો. ત્યાર પછી બીજે જ વરસે લાલા લજપતરાય અને સરદાર અજિતસિંહને દેશપાર કરવામાં આવ્યા. ૧૯૦૮ માં લોકમાન્ય ટિળકને માંડલેના કારાવાસમાં પૂરી દેવામાં આવ્યા. આ બધા અવનવા બનાવોથી દેશના જુવાનોનાં મગજ ફરી જવા લાગ્યાં. 'આર્યોં પર અનાર્યોંકા રાજ્ય નહીં હોના ચાહિએ' એ વાકય યુવાન રવિશંકરના મગજમાં પહેલેથી જ ઘૂમ્યા કરતું હતું. એ બનાવોથી એની સ્વદેશી ભાવના તીવ્ર બની. ખુદીરામ બોઝ કે એવા બીજા શહીદોના આત્મબલિદાનની વાતો સાંભળી એને પણ દેશ માટે માથું આપવાનું મન થઈ જતું.

**પંડયાજી**

જ્યારે જુવાન રવિશંકરમાં આ નવી ઉત્તેજના ઘર કરી રહી હતી ત્યારે, એટલે ઈ. સ. ૧૯૧૧ માં, એમને પંડયાજીનો ભેટો થઈ ગયો. ગુજરાતમાં ખૂણેખાંચરે પહોંચી જઈને કામ કરનારા માણસોને શોધનારાઓમાં શ્રી. મોહનલાલ કામેશ્વર પંડયા—જેમને લોકો પંડયાજીના નામે ઓળખાતા હતા તે—એક હતા. એમણે ગુજરાતમાંથી કંઈકંઈ જુવાનોને શોધી કાઢી રાષ્ટ્રના સ્વાતંત્ર્ય સંગ્રામના સિપાઈ બનવાની તાલીમ આપેલી.

મહારાજ કહે છે–'પંડયાજી જુવાનિયાઓને ખોળતા હતા અને હું એમની આંખમાં ઠરી ગયો. એમનો રેશમી ફેંટો, મજબૂત શરીર, વાત કરવાની છટા, હૃદયના ઉન્નત ભાવો અને દેશને સ્વતંત્ર કરવાની ધગશ, એ બધું મને ભવ્ય લાગ્યું. પંડયાજી સરસવણીથી સાત માઈલ પર આવેલા કઠલાલ ગામના વતની. પહેલી જ મુલાકાતે મારે ને એમને પ્રેમ બંધાયા જેવું થઈ ગયું. પછી તો એ મહિને મહિને સરસવણી આવી જાય અને મારી સાથે પ્રેમપૂર્વક અનેક જાતની નવીજૂની વાતો કરી જાય. એ વખતે બાલ્કન વિગ્રહ ચાલતો હતો. પંડયાજી એનો ઇતિહાસ સમજાવે, દેશ પરદેશના વીર નેતાઓની વાતો કહે, અને આપણા ગુલામ દેશને મુક્ત કરવા માટે સ્વાર્થત્યાગી જુવાનોની કેટલી જરૂર છે તે ઉત્કટતાથી કહે. આમ અમારો સંબંધ વધતો ગયો.

હું એક વખત પંડયાજીને મળ્યો ત્યારે એમણે ગાંધીજીનું એક નાનકડું જીવનચરિત્ર લખ્યું હતું એ મને આપ્યું. હું એ રસપૂર્વક વાંચી ગયો. ગાંધીજી એ વખતે દક્ષિણ આફ્રિકામાં હતા. મને એ દેવતાઈ પુરુષ જેવા લાગ્યા. દિવસે દિવસે પંડયાજીના સહવાસથી મારો રાષ્ટ્રપ્રેમ અને સ્વદેશની ભાવના વધતાં ચાલ્યાં. એમની ગાંધીજી વિષેની વાતોથી ગાંધીજી પ્રત્યે પણ મારું આકર્ષણ વધતું ચાલ્યું. પંડયાજીના સંસર્ગે મારા જીવનને એક નવો જ ઝોક આપ્યો.'

# ગાંધીજીનાં દર્શન

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહનો પ્રયોગ સફળ કરીને તે દ્વારા હિંદુસ્તાનની મુક્તિ લાવવાને ગાંધીજી હિંદુસ્તાનમાં આવી ગયા હતા. અમદાવાદમાં સત્યાગ્રહાશ્રમ સ્થાપીને તે પોતાના સાથીઓ સાથે તેમાં રહીને દેશની મુક્તિની સાધના કરતા હતા. દળવું, ખાંડવું, કાંતવું, વણવું, સફાઈકામ કરવું, રસોઈ પકવવી, સવાર સાંજ પ્રાર્થના કરવી અને સ્વાવલંબી જીવન ગુજારવું એ આશ્રમમાંની સાધના હતી.

## અમદાવાદમાં

પંડ્યાજીના સંસર્ગમાં આવ્યા પછી રવિશંકરને ગાંધીજીનાં દર્શન કરવાનું મન થયું. સંવત ૧૯૭૨ ના કારતક સુદ પુનેમને દિવસે છિપિયાલના બે ઠાકોર ભાઈઓની સાથે તે અમદાવાદના કોચરબ આશ્રમમાં પહોંચ્યા. પંડિત લાલન પઢિયારને લઈને આવ્યા હતા અને ગાંધીજી સાથે વાદવિવાદ કરતા હતા. ત્રણ કલાક સુધી આ ત્રણે જણે ખાધાપીધા વિના ત્યાં બેસી રહી જોયા કર્યું, સાંભળ્યા કર્યું, મહારાજ કહે છે કે 'જેમ જેમ વાતો સાંભળતો ગયો તેમ તેમ મારા હૃદયમાં આનંદના ઊભરા આવતા ગયા. ગાંધીજીની વાણીમાંથી અમૃત ઝરતું હતું. મોઢામાંથી એક પણ શબ્દ વગર વિચાર્યો નીકળે નહિ, અને આમ છતાં વાણીનો

પ્રવાહ અસ્ખલિત રીતે વહ્યા કરતો હતો.'

એ પછી તેઓ પ્રેમાભાઈ હૉલમાં સભા હતી ત્યાં ગયા. સભાખંડ ભરાઈ ગયો હતો. ભીડને લીધે અવાજ, સિસોટીઓ અને ગડબડાટનો પાર નહોતો. ગાંધીજીએ અંગરખું અને ધોતિયું પહેર્યાં હતાં. માથે કાઠિયાવાડી ફેંટો હતો, અને ખભે કામળ હતી. આખી સભામાં એ બીજાઓથી જુદા તરી આવતા હતા. લોકો સંભળાતું નહિ હોવાથી કંટાળ્યા હતા. એટલામાં પ્રેક્ષકોમાં ખુરશીઓ ઊછળવા લાગી. બેઠા હતા તે લોકો પણ ઊભા થઈ ગયા અને હો હો થઈ ગઈ. મહારાજ કહે છે: 'ત્યાં તો મંચ ઉપરના એક ટેબલ ઉપર અમે ગાંધીજીને ઊભા થયેલા જોયા. એમના મોંમાંથી શબ્દો નીકળવા લાગ્યા—'આ ઘોંઘાટ અને ધાંધળમાં મારાથી ભાષણ નહિ થાય. એક પણ માણસ અવાજ કરતો હશે ત્યાં સુધી હું શરૂ નહિ કરું, અને એક પણ માણસ મને સાંભળવા માગતો હશે ત્યાં સુધી હું સભા નહિ છોડું.' આ શબ્દોની જાદુઈ અસર થઈ. દસેક મિનિટમાં બધું શાન્ત થઈ ગયું. મને થયું કે આ કયું જાદુ! આ આખા પ્રસંગની મારા ઉપર જાદુઈ અસર થઈ. ત્યાર પછી એક પછી એક એવા બનાવો બનતા ગયા કે હું એ જાદુમાં વધારે ને વધારે સપડાતો ગયો અને જેમ જેમ સપડાતો ગયો તેમ તેમ હૃદયમાં આનંદના ઊભરાનો અનુભવ કરતો ગયો!'

## ગોધરામાં

ઈ. સ. ૧૯૧૭ માં ગોધરામાં પહેલી રાજકીય પરિષદ ભરાવાની હતી. ગાંધીજીને જોવાની એકે તક રવિશંકર શેના

જવા દે ? સરસવણીથી ડાકોર સુધી ચાલીને અને ત્યાંથી ગોધરા સુધી ગાડીમાં ગયા.

મહારાજ કહે છે: 'આ પરિષદમાં ગાંધીજીની શક્તિનો મને પરિચય થયો. ગાંધીજીને ભાવલિયા માણસો જોઈતા નથી પણ કામ કરનારા જોઈએ છે, એ મેં જોઈ લીધું. સરદાર વલ્લભભાઈ અને એવા બીજા આખો વખત દેશનું કામ કરવાવાળા કાર્યકર્તાઓને જોઈને હું બહુ આનંદ પામ્યો.'

## મુંબઈમાં

ઈ. સ. ૧૯૧૯માં પોતાના એક બીમાર મિત્રને મળવા માટે મહારાજ મુંબઈ ગયા હતા. મહાત્માજી તે વખતે મુંબઈમાં હતા. છઠ્ઠી તારીખે એમની આગેવાની નીચે એક ભવ્ય સરઘસ નીકળ્યું હતું. બપોરે માધવબાગની ગંજાવર સભામાં મહાત્માજીએ ભાષણ કર્યું. લોકોમાં મહાત્માજી મૂકે એ કાર્યક્રમ પાર પાડવાની તત્પરતા દેખાતી હતી.

મહારાજ કહે છે: 'માધવબાગની સભામાં પંડ્યાજી પણ આવ્યા હતા. મારો ને એમનો ભેટો થઈ ગયો. એમણે મને એમની સાથે લીધો. ગાંધીજીને મળવાનું થયું. પંડ્યાજીએ એમને મારી ઓળખાણ કરાવી. એ વખતે એમણે પંડ્યાજીને જપ્ત થયેલા હિંદસ્વરાજ્યની નકલો વેચવાનો કાર્યક્રમ સૂચવ્યો. તેઓ જિલ્લે જિલ્લે નકલો મોકલાવતા હતા. ખેડા જિલ્લામાં પણ મોકલવાની હતી. એ કામ માટે ગાંધીજી પાસે પંડ્યાજીએ મને ધર્યો.

ગાંધીજીએ મને પૂછ્યું—તમે લઈ જશોને ? એ લઈ જવામાં પકડાવાનું જોખમ છે એ સમજો છોને ?

હું કંઇ બરાબર સમજતો નહોતો, પણ ગાંધીજીએ સોંપેલું કામ શેનો જતું કરું? તરત જ ઊપડવાનું હતું. શંકરલાલ બેંકર આગળથી મેં પુસ્તકોનો મોટો થોકડો બાંધ્યો. આ વખતે હું મારા અસલી પોશાકમાં જ હતો. માથે ગોળ બ્રાહ્મણિયા પાઘડી, ધોતિયું, પહેરણ ને તેની ઉપર કોટ. ખભે ખેસ અને હાથમાં લાકડી તથા પગમાં દેશી જોડા. હું પહેલી જ વાર મોટરમાં પણ આ વખતે બેઠો. અમે ગ્રાન્ટરોડ સ્ટેશને પહોંચ્યા. સામાન પંડ્યાજીએ મજૂરો સાથે મોકલાવી દીધો. હાથ હલાવતા હલાવતા અમે સ્ટેશનમાં ગયા. સીટી વાગી અને ગાડી ઊપડી. મારું પોટલું મેં બરાબર ગોઠવ્યું અને એમાંથી એક ચોપડી વાંચવા માટે કાઢી. પણ મને એમાં કંઈ ક્રાન્તિકારી દેખાયું નહિ. નડિયાદ સ્ટેશન આવ્યું. હું ઊતર્યો, અને ઘોડાગાડી કરી ફૂલચંદભાઈને ત્યાં ગયો. મને બ્રાહ્મણનું ખપતું હોવાથી તેમણે મને પડોશના એક બ્રાહ્મણને ત્યાં જમાડ્યો. પછી લીંબાસી, ત્રાજ વગેરે ગામોએ ચોપડીઓ પહોંચતી કરીને હું ખેડા ગયો. ચોપડીઓ વેચતો વેચતો હું ભાષણ પણ કરવા લાગ્યો. હું એ ચોપડીઓ મુનસફને અને ફોજદારને પણ આપી આવ્યો, પણ મને કોઈએ કશું કર્યું નહિ. આથી મારી હિંમત ખૂબ વધી ગઈ. આ પ્રસંગ પછી ગામડાંના લોકો મને 'સ્વરાજવાળો કહીને ઓળખવા લાગ્યા.'

મહારાજના સાંભળવામાં આવ્યું કે અમદાવાદમાં તોફાન થયું છે. એટલે એ અમદાવાદ ગયા. ગાંધીજી પણ મુંબઈથી અમદાવાદ પહોંચ્યા હતા, અને ઉપવાસ પર ઊતર્યા હતા. વાત

વાતમાં મહારાજે પ્રશ્ન કર્યો—'મહાત્માજી, આ કર્યું એમાં ખોટું શું કર્યું તે આપ ઉપવાસ પર ઊતર્યા છો? આપને પકડે પછી ઉશ્કેરાઈને લોકો આવું ન કરે તો શું કરે? રામચંદ્રજી વનમાં ગયા ત્યારે આખું અયોધ્યા ઊલટ્યું નહોતું?' મહાત્માજીએ એમની સામે ઠપકાની નજર કરીને કહ્યું—'તમે રામાયણ આવું જ વાંચ્યું છે કે? અયોધ્યાના લોકો રામચંદ્રજીની પાછળ ગયા એ વાત ખરી, પણ એમાં કૈકેયીને મારી એવું ક્યાંયે આવ્યું? મને પકડીને જેલમાં લઈ જતા હતા તો તમારે જેલમાં આવવું જોઈતું હતું.'

## નાગપુરની કોન્ગ્રેસમાં

ઈ. સ. ૧૯૨૦ માં નાગપુરમાં કોન્ગ્રેસ ભરાવાની હતી. ત્યાં પંડ્યાજી સાથે મહારાજ પણ ગયા હતા. મહારાજ કહે છે—'એ જમાનામાં આજની માફક લાઉડસ્પીકરો નહોતાં, એમ છતાં વીસ હજાર શ્રોતાઓ સમક્ષ ગાંધીજીએ કોન્ગ્રેસમંડપમાં ભાષણ કર્યું। એમનો એકેએક શબ્દ મંડપને ખૂણે ખૂણે સંભળાયો. એમાં નહોતા કૃત્રિમ હાવભાવ, નહોતું હાથપગનું કૃત્રિમ હલનચલન કે નહોતા અવાજના આરોહઅવરોહ. અંતરના ઊંડાણમાંથી કોઈ એવો પ્રવાહ વહ્યા કરતો હતો કે એ સાંભળીને લોકો મંત્રમુગ્ધ થઈ ગયા. મને તો એમ જ થયું કે કોઈ ફિરસ્તો દૈવી વાણી સંભળાવી રહ્યો છે। મને થયું કે રામાવતાર થઈ ગયો છે। હવે હું ગાંધીજીના વિચારોથી રંગાઈ ગયો હતો.'

## પરિવર્તન

વિચારોના પરિવર્તન સાથે મહારાજના જીવનમાં પણ પરિવર્તન થવા લાગ્યું. એ કેવી રીતે થતું ગયું એની વાત એમનાં શબ્દોમાં જ સાંભળીએ.

'સંવત ૧૯૫૬ માં કાકા ગુજરી ગયા ને મારી ઉપર યજમાનવૃત્તિનું કામ આવ્યું ત્યારથી, એટલે પંદર વરસની ઉંમરથી, એ વૃત્તિને મોભાદાર ગણાતો એવો મારો બ્રાહ્મણિયો પોશાક હતો.'

મહારાજ કપડાં સાદાં પહેરતા પણ સ્વચ્છ અને સુઘડ રાખતા. નાનપણથી સ્વચ્છતા એમના સ્વભાવમાં ઉતરી ગઈ હતી.

પણ આ પોશાકમાં પરિવર્તન આવ્યું.

### લાકડી

'લાકડી તો હાથમાંથી આકસ્મિક છૂટી ગઈ. અમદાવાદના જાહેર રસ્તા પર એક વખત ચાલ્યો જતો હતો ત્યારે પાછળથી ગાડીવાળાએ બાજુએ ખસી જવાની બૂમ મારી. પણ મારા સાંભળવામાં આવ્યું નહિ. સહેજમાં ગાડીની અડફેટમાં આવતો બચી ગયો. પણ ગાડીવાળાએ ચાબૂક વીંઝ્યો, ને એની ઝીણી દોરી મારી ગરદનને ચોંટી ગઈ. મને ગુસ્સો ચડ્યો. મેં પેલાને મારવા માટે હાથમાંની લાકડી બે વાર ઉગામી અને બે વખત

મન વાળ્યું. ગાંધીજીનાં લખાણો વાંચતો જતો હતો એમ અદશ્ય રીતે મારામાં પરિવર્તન થતું હતું. મને થયું કે એમાં ગાડીવાળાનો શો દોષ? બેદરકારીથી ચાલું એ મારો દોષ નહિ? મને ગુસ્સે થવાનો શો અધિકાર? મનની આ ખેંચાખેંચી પછી મેં વિચારપૂર્વક લાકડી છોડી. ને તે દિવસથી એ ગઈ તે ગઈ!

## પાઘડી

મારા માથાની પાઘડી ખરચાળ છે એ વાત તો ઘણા વખતથી મારા માનમાં ઘોળાયા કરતી હતી. પણ નાગપુરની કૉન્ગ્રેસમાં અને ત્યાર પછી વડતાલમાં મેં ગાંધીજીનાં જે ભાષણો સાંભળ્યાં તેમણે મને હલમલાવી મૂક્યો. આ સભાએ મારી લાલ પાઘડી ઊતરાવી અને હું ધોળી ટોપી પહેરવા લાગ્યો.

## ખાદી

મારી પાઘડી ઊતરી તે જ વખતે વિદેશી કાપડ આપણે માટે પાપ સમાન છે, એણે આપણું સત્યાનાશ વાળ્યું છે, દેશના કારીગરોને ભૂખે માર્યા છે અને દેશને કંગાલ કરી મૂક્યો છે એવા વિચારો મારા મનમાં દઢ થયા. અને તેથી ઘરનાં બધાં જ વિદેશી કપડાંની મેં મારા આંગણામાં જ હોળી કરી! આજે અમારા કુટુમ્બમાં લગભગ બધાં શુદ્ધ ખાદી પહેરે છે અને થોડુંઘણું કાંતે છે. મારો તો વર્ષોથી એક નિયમ થઈ ગયો છે કે જાતે કાંતેલા સૂતરની જ ખાદી પહેરવી. એકધારા સૂતરમાંથી જ્યારે ખાદી તૈયાર થઈને આવે છે ત્યારે હું પણ એના પર મોહી પડું છું! બાંધ્યું હોય તો પાણી પણ બંધાય

એવી ઘટ્ટ વણાટની સફેદ ચોતારી ખાદીમાંથી હું બે પાસાબંડી કરાવું છું. તે મારે ખાસી દોઢ વરસ ચાલે છે.

## પગરખાં

ઈ. સ. ૧૯૨૦ માં મારાં પગરખાં પણ જતાં રહ્યાં.

એક વખત નવાં પગરખાં બહાર ઉતારીને અમદાવાદમાં હું એક મિત્રને ત્યાં બેઠો હતો. કામ પત્યું ને હું બહાર આવીને જોઉં છું તો પગરખાં ન મળે! મેં તે જ વખતે મનમાં નિશ્ચય કર્યો કે એક વળગણ ઓછું! કદી પગરખાં પહેરવાં જ નહિ એવો મેં કોઈ નિયમ નથી લીધો. પણ આજ સુધી પગરખાં વિના ચાલતું આવ્યું છે ને ચાલે છે!

એક દિવસ ઉનાળાને દિવસે અમદાવાદના ડામરના રસ્તા પર ચાલતાં પગે ફોલ્લા પડી ગયા ને આંખમાં ઝળઝળિયાં આવ્યાં. પણ આ ઠંડી ગરમીનું એવું છે કે શરૂઆતમાં વસમું લાગે છે, પણ પાછળથી માણસ ટેવાઈ જાય છે. આપણી સુંવાળી જીભ ગરમ-ગરમ ચા પીતાં દાઝતી નથી.'

આ પરિવર્તન તો તેમના પહેરવેશનું-બહારનું થયું. સાથોસાથ તેમના અંતરમાં પણ પરિવર્તન થતું જતું હતું. દેશને માટે કંઈક તો કરવું જ જોઈએ એ એમની ઝંખના દહાડે દહાડે વધતી જ જતી હતી. લાલાજી પકડાયા એ સાંભળીને એમની લાગણી એટલી હાલી ઊઠી કે એમણે પરદેશી ખાંડ ન ખાવાનો નિયમ લીધો. પણ કોઈને ત્યાં મહેમાન થયા હોય તે વખતે યજમાનની લાગણી દુઃખવવી પડતી, એથી

આ નિયમ બેએક વર્ષ પછી તૂટ્યો. પણ સ્વામી નિત્યાનંદજી એમના ચોકીદાર હતા. એમણે એમને જાગ્રત કર્યા કે લીધેલો નિયમ કદી ન જ છોડાય. મહારાજે પશ્ચાતાપ કર્યો ને ફરીથી પરદેશી ખાંડ ન ખાવાનો સંકલ્પ કર્યો. આ સંકલ્પ પણ એકવાર તૂટું તૂટું થયો હતો. હાલોલ તાલુકા પરિષદમાં જમવા બેઠા ત્યારે લાડુ આવ્યા, અહીં તો સ્વદેશી જ ખાંડ હશે એમ માની દોઢેક લાડુ ખાધા પછી ખબર પડી કે પરદેશી ખાંડ છે. મહારાજ કહે છે: 'હું મૂંઝાયો કે હવે કરવું શું? વિચારોની ગડભાંગમાં હું અડધો લાડુ તો પૂરો કરી ગયો. પણ આ ક્ષતિથી મારા મનમાં જબરું મંથન ચાલ્યું. બીજે દિવસે ગાંધીજી જમવા બેઠા હતા ને હું ત્યાં બેઠો બેઠો માખો ઉડાડતો હતો. હું એમને જોતો હતો તેમ મારામાં નવી પ્રેરણા અને નવું બળ ઉમેરાતાં જતાં હતાં. એ વખતે જ મેં મનમાં નિર્ણય કર્યો કે જીવું ત્યાં સુધી દેશી કે પરદેશી કોઈ ખાંડ ખાવી નહિ, એટલું જ નહિ પણ ખાંડ ખાધા વિના મોત આવે એવું લાગે તો મોત વહોરી લેવું પણ ખાંડ ખાવી નહિ.

ગાંધીજીના પરિચયમાં હું જેમ જેમ આવતો જતો તેમ તેમ મારા આંતરજીવનમાં નવા નવા ફેરફારો થતા જતા હતા. મારા ઘડતરમાં અનેક વ્યક્તિઓએ ફાળો આપ્યો છે, પણ પૂ૦ ગાંધીજી તો મારે માટે પ્રેરણામૂર્તિ છે.'

મહારાજ એક વખત એક સ્નેહીને ત્યાં ગયા હતા. એમના આગ્રહને લીધે એમણે દૂધ પીવા વાડકી મોંઢે માંડી. એ કહે છે: 'એક ઘૂંટડો ભર્યો ને ખબર પડી કે ખાંડ છે. મેં એ

ઘૂટડાને ગળે ન ઊતરવા દીધો, પણ એ જ વખતે નિયમ લીધો કે ભૂલેચૂકે આ રીતે ખાંડ મોઢામાં આવી જાય તો ચોવીસ કલાક માટે અન્નજળ છોડી દેવાં. ત્યાર બાદ આજ સુધી આ બાબતમાં મારી એક પણ ક્ષતિ થઈ નથી.'

એક વખત મહારાજ છોટાલાલ કવિ સાથે સત્યાગ્રહાશ્રમ જોવા ગયા હતા. ત્યાંથી એમણે મોંઘી, ખરબચડી ખાદી સાત વાર ખરીદી મહારાજ કહે છે : 'પહેલવહેલું સ્વદેશી કાપડ ખરીદ્યું હતું ત્યારે મને જેટલો આનંદ થયો હતો એથી પણ વિશેષ આનંદ મને આ જાડી ખાદી ખરીદવામાં થયો.'

## પંક્તિભેદ

એ પછી મહારાજે પોતાના ગામમાં માળિયે ચડી ગયેલા રેંટિયા ફરી ચાલુ કરાવ્યા. પછી તો કસ્તુરબા સાથે બહિયેલમાં ખાદી કેન્દ્ર શરૂ કર્યું. મહારાજ કહે છે : 'બા અને અમે પાણી ભરી લાવતાં, ટોપલા ભરીને માટી ઊંચકી લાવતાં, પણ હું કોઈના હાથનું રાંધેલું ખાતો નહિ. એક દિવસ બાએ કહ્યું— ભાઈ, હું રાંધું એ તમારે ન ચાલે? પણ મારું બ્રાહ્મણ મન શાનું માને? મારી આ જાતની છોછ તો ઠેઠ ૧૯૨૮ ના બારડોલી સત્યાગ્રહ વખતે ભૂંસાઈ. ત્યાંની છાવણીમાં બધા એક પંક્તિએ જમવા બેસતા. મારા મનમાં સહેજ ઘડભાંગ ચાલતી હતી ત્યાં સરદાર સાહેબે બેસી જવાનો આગ્રહ કર્યો. ખરી પડું થઈ ગયેલી મારી છોછ સરદારના આગ્રહે ખરી પડી. ત્યારથી મારો પંક્તિભેદ ગયો.'

ગાંધીજી પંજાબના અત્યાચારોની તપાસ કરવા જતા હતા. અમારા કેન્દ્રને પંદરેક દિવસ થયા હશે, ને બા બાપુજીને

મળવા ગયાં. બાએ કહ્યું કે હું તો બહિયેલ નહિ જાઉં, તમારી સાથે આવીશ. પણ ગાંધીજી એમને ત્યાં જ રહેવાને સમજાવતા હતા. મહારાજ કહે છે : 'બાપુ બાને આગ્રહ કરતા હતા પણ મને લાગતું હતું કે બાપુ આગ્રહ કરે છે છતાં હું કેમ ગામડામાં કામ કરવા નથી જતો ? પણ ઘરની ઉપાધિ મને જવા દે એમ નહોતી. મનમાં એમ થતું કે આવું ઘર ન હોય તો કેવું સારું ? બાપુજી જેવાનો પડ્યો બોલ તો ઝીલી લેવાય !'

**પુત્રની કેળવણી**

ચાલુ કેળવણી ખામી ભરેલી છે એટલું જ નહિ પણ નુકસાનકારક છે એ પ્રેરણા મહારાજને સ્વામી દયાનંદના વિચારોમાંથી મળી હતી. એનાં અનિષ્ટોમાંથી પોતાના મોટા પુત્ર દેવદત્તને બચાવવો એટલુ જ નહિ પણ તેને જીવનને પોષક કેળવણી આપવી એવો સંકલ્પ મહારાજે એ પુત્રના જન્મ પહેલાંથી જ કર્યો હતો. અને તેથી એ છસાત વરસનો થયો છતાં તેને પોતાના ગામની નિશાળમાં દાખલ નહોતો કર્યો. એમના પિતાજીએ એમને પોતાની પાસે રાખીને ઉત્તમ કેળવણી આપી હતી, તેવી કેળવણી પોતાનાં બાળકોને પણ મળે એવી કાળજી તો એમણે રાખી જ હતી. છોકરો પૈસા પેદા ન કરે તો કંઈ નહિ પણ એનું ચારિત્ર ઘડાય અને એ પોતાનું જીવન સમાજોપયોગી પ્રવૃત્તિમાં વ્યતીત કરે એવી મહારાજની આંતરિક ઇચ્છા હતી. આ માટે એક દિવસ એ પોતાનાં પત્નીને અને ભાઈને કહીને દેવદત્તને લઈને ગુરુકુલ કાંગડી જવા ઊપડી ગયા. આજે આ દેવદત્ત–ગુરુકુલનું નામ મેધાવ્રત–મહારાજની આંતરડી ઠરે એવી રીતે બોચાસણ વલ્લભ

વિદ્યાલયમાં દવાખાનું ચલાવી સમાજની સેવા કરે છે.

## સુણાવની રાષ્ટ્રીય શાળા

૧૯૨૨ ના પહેલા સત્યાગ્રહ વખતે દેશભરમાં અસહકારનું એક જબરું આંદોલન શરૂ થયું હતું. હજારો વિદ્યાર્થીઓએ સરકારી શાળાકૉલેજોમાં જવાનું બંધ કર્યું હતું. એ વખતે મહારાજ સ્વામી નિત્યાનંદજીને મળવા સુણાવ ગયા. ત્યાંના વિદ્યાર્થીઓએ મહારાજને રાષ્ટ્રીય શાળા ખોલવા આગ્રહ કર્યો. એથી ગામની ધર્મશાળાના એક ખૂણામાં એમણે અંગ્રેજી પાંચ ધોરણ સુધીનું વિનયમંદિર શરૂ કર્યું. શાળા તો થઈ, પણ શિક્ષકોની વ્યવસ્થા ન થઈ શકી ત્યાં સુધી શાળાના પટાવાળાથી માંડીને આચાર્ય સુધીના બધા હોદ્દા મહારાજે જ સ્વીકારી લીધા. મહારાજ વિદ્યાર્થીઓને ભેગા કરી શાળા ચલાવતા, ધ્રુવપ્રહ્લાદની વાતો કહેતા અને સાંજે નિત્યાનંદજીની કથામાં લઈ જતા.

મહારાજ કહે છે: 'છોકરાઓ ધર્મશાળામાં મારી સાથે સૂવા આવવા લાગ્યા. એ વારાફરતી લોટ અને દૂધ લાવે, તેમાંથી રોટલા બનાવી દૂધરોટલા ખાઈ લેતો. પંદરેક દિવસ પછી નિત્યાનંદજીએ મારી જમવાની વ્યવસ્થા પોતાની સાથે જ કરી. આખરે સરકારી શાળામાંથી ઘણાખરા વિદ્યાર્થી અમારી શાળામાં આવી ગયા. એટલે બે અઢી માસના પ્રયત્ન પછી ગામલોકે મૂળ શાળાને જ નિત્યાનંદજીના આશીર્વાદ નીચે રાષ્ટ્રીય શાળામાં ફેરવી નાંખી.'

# નાના ઘરમાંથી મોટામાં

## દેશને માટે જાત અર્પી

૧૯૧૪–૧૬ ના મહાયુદ્ધમાં દેશે અંગ્રેજ સરકારને મદદ કરી તેના બદલામાં તેને રોલેટ નામે કાળા કાયદા મળ્યા. એના વિરોધની ચળવળને અંગે પંજાબમાં સરકારે નિર્દોષોનો ભીષણ હત્યાકાંડ રચ્યો. આને પરિણામે કોન્ગ્રેસે ૧૯૨૦ માં કલકત્તામાં અસહકારના ચતુર્વિધ કાર્યક્રમનો ઠરાવ કર્યો: વિદ્યાર્થીઓ સરકારી શાળા કૉલેજોનો બહિષ્કાર કરે, વકીલો એમની વકીલાત છોડે, સરકારી નોકરો એમની નોકરીઓ છોડે અને માનચાંદવાળા માનચાંદ પાછા આપે. બાદ ૧૯૨૧ માં બેઝવાડામાં મળેલી કોન્ગ્રેસે સ્વ. લોકમાન્યના સ્મારકમાં એક કરોડ રૂપિયાનો ફાળો ભેગો કરવાનો, એક કરોડ સભ્યો નોંધવાનો અને વીસ લાખ રેંટિયા ચાલુ કરવાનો ઠરાવ કર્યો. આને અંગે રવિશંકર મહારાજને ભાગે જે કામ આવ્યું તેમાં તેમણે મહેમદાવાદ તાલુકામાંથી વીસ હજાર રૂપિયા ઊઘરાવવાના હતા. એમને થયું કે બીજા કોઈને ત્યાં ઊઘરાણું કરવા જતા પહેલાં પોતે તો પોતાનો ફાળો આપી છૂટવું જ જોઈએ. વળી દયાળજીભાઈ, કલ્યાણજીભાઈ તથા ડૉ. ચંદુભાઈએ પોતાની તમામ મિલકત કોંગ્રેસને [illegible]ી દીધી હતી. એ વખતનો, દેશ ખાતર ફના થઈ જવાનો

એમનો ઉત્સાહ જોઈને ભલભલાને પાણી ચડી જાય એવું હતું. મહારાજને થયું કે મકાન તથા જમીન વેચીને પણ મારે આપવું જોઈએ. એમણે પોતાનો એ વિચાર પત્ની પાસે મૂક્યો. પત્નીને લાગ્યું કે આ તો છોકરાંનેય ય ખાવા બનાવવાની વાત છે. મહારાજે એમના મનનો ભાવ વર્તી લીધો પછી બિલકુલ આગ્રહ ન કર્યો. પણ એમના મનમાં મિલકતને બદલે પોતાની જાતને દેશને અર્પણ કરવાનો સંકલ્પ થઈ ચૂક્યો. ત્યાર પછી એમણે ઘરની ચિંતા છોડી દીધી એમ કહી શકાય. પત્ની અને બાળકોનું પોષણ ત્યાર પછી એ ટૂંકી જમીનની આવક ઉપર જ નિર્ભર રહ્યું.

મહારાજ કહે છે કે, 'મારા મનના આ નિર્ણય પછી હું હલકો ફૂલ જેવો થઈ ગયો. મને થયું કે હવે હું દેશને ખાતર જે કરવું હોય તે કરી શકું. ગાંધીજી કહે કે ગામડામાં બેસ તો હવે હું તૈયાર હતો, ગાંધીજી કહે કે રેંટિયા ચલાવ તો ય હું તૈયાર હતો, અને ગાંધીજી કહે કે માથું આપ તો ય હું તૈયાર હતો. મેં જોયું કે મારા વિના મારા કુટુંબની દુનિયામાં કોઈનું અડી રહ્યું છે એવું તો છે જ નહિ.'

## સ્વામી નિત્યાનંદજીના આશીર્વાદ

એમના આ નિર્ણયની વાત એમણે જ્યારે સ્વામી નિત્યાનંદજીને કરી ત્યારે તેમણે તેમને આશીર્વાદ આપ્યા, અને સાથે ચેતવણી આપી કે, 'તું ધ્યાનમાં રાખજે કે હવે તું નાના ઘરમાંથી મોટા ઘરમાં પ્રવેશ કરે છે. કરકસરથી વર્તજે. અમારે સાધુ સંન્યાસીઓને પણ હક્કનું જ ખાવાનું હોય છે. સમાજ

પાસે જેટલી સમ્પત્તિ થાપણ તરીકે મૂકી હોય તેટલી જ વાપરવાને અમને અધિકાર છે. ઘર છોડીને તું પણ સમાજસેવા કરવા નીકળે છે. એટલે તને પણ આ નિયમ લાગુ પડે છે.' સ્વામીજીના આ શબ્દો મહારાજ વારંવાર યાદ કરે છે અને કહે છે કે, 'કોઇ પણ સેવક માટે સ્વામીજીના આ શબ્દો દીવાદાંડીરૂપ બને એવા છે. હું તો પ્રત્યક્ષ અનુભવું છું કે મને મોટું ઘર મળ્યું છે. હું જેમને ઓળખતો ન હોઉં એવાં ભાઈ-બહેનો મારી કાળજી લેવા લાગ્યાં છે. આજે હું જ્યાં જાઉં છું ત્યાં ઘર જેવો અને એથી પણ વિશેષ પ્રેમ મને અનુભવવા મળે છે.'

**બહારવટિયાનો ભેટો**

ઈ. સ. ૧૯૨૨ ની વાત છે. છિપિયાલમાંથી પાછા ફરતાં અંધારું થઈ ગયું હતું. વચ્ચે ચરો આવ્યો. તે વટાવીને વહેળા આગળ પહોંચતાં એક માણસે આગળ આવીને એમની છાતીએ હાથ મૂક્યા અને કહ્યું :—' પાછા જતા રહો. ' મહારાજે કહ્યું—કોણ પુંજો ? ' એણે જવાબ આપ્યો—' હા, પાછા જાઓ. નકામા માણસો ઊભા છે. ' મહારાજે પૂછ્યું—' કોણ ? ' જવાબ મળ્યો—' બહારવટિયા. '

એક ક્ષણમાં એમના મનમાં અનેક વિચારો આવી ગયા : ' બારડોલીની લડતમાં જોડાવાનો વિચાર હું જ કરી રહ્યો છું, માથું આપવાની તૈયારી હું બતાવું છું, બહારવટિયા આવે ત્યારે નહિ નાસવાની સલાહ આપનાર પણ હું જ છું. ' એમને પાછા ફરવાનું મન ન થયું. એ આગળ વધવા લાગ્યા. ચેલા પૂંજાએ ફરી રોક્યા—આગળ જતા નહિ. ઇજ્જત જશે. મારાથી તમને મદદ નહિ થાય.

'ઇજ્જત એટલી સોંઘી નથી કે એમ જતી રહે' એમ કહીને મહારાજ આગળ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં કહ્યું—એ ક્યાં છે એ તો બતાવ. મારે એમની પાસે જ જવું છે. એમ કહેતા એ આગળ વધ્યા કે સામે જ એક બંદૂકધારી આવીને ઊભો. મહારાજે હસી પડીને પૂછ્યું—'બીજા ક્યાં છે?'

મહારાજ કહે છે—'મને ય ખબર ન પડી કે હું કેમ હસ્યો. પણ આફત આવે છે ત્યારે કુદરતી રીતે જ મારામાં નવું સાહસ અને અણધારી હિંમત આવી જાય છે. ફફડાટનું તો નામ સરખું ય નથી રહેતું. મારો પ્રશ્ન થયો કે બીજા બે જણ બંદૂક સાથે બહાર આવ્યા. એમનો આગેવાન દૂર ઊભો હતો, અને એક જણ ઘોડે ચડીને દેખરેખ રાખતો ફરતો હતો. એણે બૂમ મારી–કોણ છે? મેં કહ્યું–હું બહારવટિયો. એ સાંભળી બધા નજીક આવ્યા. મેં એમને કહ્યું–બેસી જાઓ, મારે એક વાત કહેવી છે. પાંચ સાત જણ મારા નજીક આવી બેસી ગયા. એકે કહ્યું–'આ વળી કેવાક બહારવટિયા!' મેં કહ્યું–'અમારું પણ બહારવટું છે, પણ એ અંગ્રેજ સરકાર સામે છે. અમારો સરદાર ગાંધી મહાત્મા છે. ખરું બહારવટું તો આ જ છે. તમે આમાં મદદ કરવા આવો કે નહિ?'

આમ અડધોએક કલાક વાત કરી એમનામાં ઉચ્ચ ભાવનાનાં બી વાવી, મહાત્માજીનાં દર્શન તેમને પણ કરાવવાનું કહીને એ ત્યાંથી છૂટા પડ્યા.

### બહારવટિયાની કોમની સેવાનો આદેશ

ઈ. સ. ૧૯૨૧ માં અમદાવાદમાં મહાસભા ભરાઈ. ત્યાં

સરકાર સામે સત્યાગ્રહ કરવાનો ઠરાવ થયો. ૧૯૨૨ ના ફેબ્રુઆરીની ચોથીએ બારડોલીમાં સત્યાગ્રહનો આરંભ કરવાની નોટીસ પણ વાઈસરોયને અપાઈ ગઈ. દરમિયાન યુક્તપ્રાન્તના ચૌરી-ચૌરામાં લોકોએ ઉશ્કેરાઈને કેટલાક અમલદારો અને પોલીસોને બાળી મૂક્યા. આથી ગાંધીજીએ સત્યાગ્રહ મોકૂફ રાખ્યો. પણ એ અરસામાં ગાંધીજીએ જે લેખો લખ્યા હતા તે સરકારને ઘણા ખૂંચ્યા હતા, અને તેથી તેણે ૧૯૨૨ ના માર્ચની ૨૨ મીએ સાબરમતી આશ્રમમાંથી તેમની ધરપકડ કરી. તેમને સાબરમતી જેલમાં રાખવામાં આવ્યા હતા.

મહારાજ કહે છે-'અબ્બાસ' સાહેબની સાથે મને પણ જેલમાં જવાની રજા મળી. ગાંધીજી તો બહાર હોય કે અંદર હોય, સરખા જ હતા. એ જ ઉત્સાહ, એ જ પ્રસન્નતા, અને વાતાવરણ ઉપરનું એ જ સ્વામીત્વ.

તે જ દિવસે કોર્ટમાં કેસ ચાલ્યો. મહાત્માજીને છ વરસની સજા કરવામાં આવી. લોકોમાં ગમગીની ફેલાઈ ગઈ. પણ એ તો ખડખડાટ હસતા હતા. જાણે કશું બન્યું જ ન હોય એમ એ તો બહાર ઊભા હતા અને બધાને મળતા હતા. હું એમને મળ્યો ત્યારે મારો ખભો થાબડીને કહ્યું-'તેં પેલા બહારવટિયાઓને મેળવી આપવાનું કહ્યું હતું, એ તો હવે રહી ગયું. પણ તું હવે એ કોમની સેવા કરીશ તો મને બહુ ગમશે.' એમના આટલા શબ્દો મારે માટે બસ હતા.

આને અંગે તેઓ કાંઈ પણ કરે ત્યાર પહેલાં એમને નાગપુર સત્યાગ્રહમાં જવાનું થયું.

## નાગપુર ઝંડાસત્યાગ્રહ

**મહારાજ** કહે છે–'તું એ કોમની સેવા કરજે' એ વિચાર મનમાં સળવળતો હતો. એટલામાં અણધાર્યો નાગપુર સત્યાગ્રહ આવ્યો.

૧૯૨૩ ની સાલ હતી. નાગપુર સિવિલ લાઈન્સ પાસેથી જતા એક રસ્તા પર થઈને ત્રિરંગી ઝંડા સાથેનું એક સરઘસ નીકળ્યું. ત્યાંના ગોરા અમલદારની આંખમાં એ ખૂંચ્યું. ફરમાન નીકળ્યું કે કોઈએ ત્રિરંગી ઝંડા સાથે એ રસ્તેથી નીકળવું નહિ. ત્યાંના આગેવાન શહેરી જમનાલાલ બજાજ વગેરેએ એની સામે સત્યાગ્રહ આદર્યો. તેમની, વિનોબાજી વગેરેની ધરપકડ થઈ. આથી એણે અખિલ ભારતીય રૂપ લીધું. મહાસભાની કારોબારીએ આ લડતની દોરવણીનું કામ સરદાર વલ્લભભાઈને સોંપ્યું. સરદારે દેશભરમાંથી ને ખાસ કરીને ગુજરાતમાંથી સત્યાગ્રહ માટે ટુકડીઓ બોલાવી.

નડિયાદથી શ્રી ગોકળદાસ બાપુની આગેવાની નીચે એક સ્પેશ્યલ ગાડીમાં ખેડા જિલ્લામાંથી પહેલી ટુકડી નાગપુર માટે ઊપડી. એમાં મહારાજ પણ હતા.

મહારાજ કહે છે–'અમારી ત્રણ જણની ટુકડી સત્યાગ્રહ કરવા ઊપડી. ભક્તિબાએ અમારા કપાળમાં કંકુથી ચાંદલો કર્યો.

આથી મારામાં કંઈક ચમત્કારિક શક્તિ આવી હોય એવું મને ભાન થયું. અમને પકડવામાં આવ્યા અને સાત સાત માસની સજા થઈ. સજા પામેલાને નાગપુરની જેલમાં ખસેડવામાં આવ્યા.

## નાગપુરની જેલમાં

પૂ૦ ગાંધીજી જેલમાં હતા એ વખતે અમે પણ જેલમાં આવ્યા, એથી મારા ઉત્સાહનો પાર ન હતો. મારી જિંદગીમાં જેલનો આ પહેલા અનુભવ હતો. જેલ તરફથી અમને દરેકને નાડી વિનાનો એક જાંગિયો, પહેરણ, ટોપી અને રૂમાલ આટલું મળ્યું. અમને લંગોટી સુદ્ધાં નહોતી આપવામાં આવી. એક હાથમાં નાડી વિનાનો જાંગિયો પકડીને અને બીજા હાથમાં સૂવા માટેનો બિસ્તરો તથા ચંબુપાટ લઈને જ્યારે અમારા નવા રહેઠાણમાં આગળ વધ્યા ત્યારે મારા મનની સ્થિતિ ઓર જ હતી. મને નહોતું જરાય દુઃખ, નહોતો જરાય શોક. હું એક નવી જ દુનિયામાં વિહરતો હતો. મારી સામે ઈશ્વરના દરબારનું ચિત્ર ખડું થતું હતું. પૃથ્વી ઉપર માણસ ગમે તેટલો શ્રીમંત હોય, વિદ્વાન હોય, બળવાન હોય પણ ઇશ્વરના દરબારમાં જ્યારે એને પાપપુણ્યનો હિસાબ આપવા માટે ખડા થવું પડતું હશે ત્યારે આવું જ થતું હશે ને? ત્યાં ન ચાલે કશી લાગવગ, ન ચાલે ભેદભાવ કે ન દેખાય ઊંચનીચપણું. બધા જ સરખા. અમારામાં બી. એ., એમ. એ. હતા, કાળા અક્ષરને કૂટી મારે એવા હતા, શ્રીમંત વેપારી હતા, ગરીબ ખેડૂત હતા, બ્રાહ્મણ હતા, પાટીદાર હતા,–પણ બહારના એ બધા ભેદભાવ ભૂંસાઈ ગયા હતા. અહીં તો અમે બહાર રખડતા ભામટા ગણાયા

હતા. હું જેમ જેમ વિચારતો હતો તેમ તેમ મને વધારે આનંદ થતો હતો.

બીજે દિવસે બપોરના જુવારના રોટલા અને ડુંગળીનું શાક આવ્યાં. ભૂખ તો કકડીને લાગી હતી. પણ ડુંગળી કદી ખાધેલી નહીં એટલે એ ખાતી વખતે કમકમાટી આવી. પણ મન દૃઢ કરીને આવેલું ભોજન મેં આરોગ્યું. એ વખતે કુમાર સિદ્ધાર્થનું ચિત્ર ખડું થયું. આખી જિંદગી મોજશોખ અને સાહેબીમાં ગાળ્યા પછી ભિક્ષાન્ન ખાતી વખતે એના મનની સ્થિતિ કેવી થઈ હશે ?

નાગપુર જેલમાં સ્થિર થતા પહેલાં જ મહારાજને અને એમના સાથીઓને અકોલાની જેલમાં લઈ ગયા.

## અકોલાની જેલમાં

મહારાજ કહે છે : 'આ જેલની પદ્ધતિ જ એવી હતી કે નાની નાની બાબતમાં પણ એ માણસને કઠે. પહેલેથી મનની તૈયારી ન કરી હોય એવાને બહુ આકરું લાગે. સદ્‌ભાગ્યે મને ચક્કી માટે પસંદ કરવામાં આવ્યો હતો. મને સવામણ જુવાર દળવાનું સોંપવામાં આવ્યું. પહેલે દિવસે મેં પચ્ચીસ શેર દળ્યું. પહેલો દિવસ હોવાથી કોઈ કશું બોલ્યું નહિ. પણ રાતે સૂતાં પહેલાં મારો જીવ બળવા લાગ્યો કે ગાંધીજીએ તો જરાય મન ચોર્યા વિના જેલમાં કામ કરવાનું કહ્યું છે, અને મેં તો પચ્ચીસ શેર જ દળ્યું ! એ જ વખતે મનમાં નિશ્ચય કર્યો કે કાલથી આવી ગફલત નહિ કરવી. બીજે દિવસે દળવાની ઓરડીમાં જઈને મેં ખરા હૃદયથી પ્રાર્થના કરી, 'બાહુબ્યામ્

યશોબલં કરતલ કરપૃષ્ઠે' વગેરે મંત્ર બોલ્યો અને પ્રભુ પાસે માગણી કરી કે આ દળણું દળાઈ જાય એવું મારામાં બળ આપો. પા કલાકની પ્રાર્થના પછી મેં ઘંટીનો ખીલડો પકડ્યો. મન સાથે નિશ્ચય થઈ ગયો કે બધું કામ પૂરું થયા વિના હાથ થાકે કે તૂટે પણ કામ બંધ કરવાનું નથી. જમીન પર પગ ગોઠવી મેં દળવાનું શરૂ કર્યું. એ વખતે મારામાં કોણ જાણે ક્યાંથી નવું બળ આવ્યું એની સમજ મને આજે પણ પડતી નથી. સવારે છ વાગ્યે મેં કામ શરૂ કર્યું અને અગિયાર પહેલાં સવામણ દળણું દળી નાંખ્યું! પરસેવો તો શરીરમાંથી એટલો નીકળ્યો કે એના રેલા ઓરડીને ઉંબરે પહોંચ્યા. લોટ ઊડવાથી શરીર બાવા જેવું થઈ ગયું હતું. કામ પૂરું થયું ત્યારે મારા શરીર સામે જોઈને હું ખડખડાટ હસી પડ્યો. બીજે દિવસે પણ એ જ પ્રમાણે મારું કામ પૂરું થઈ ગયું. વરધી પૂરી થઈ ગયા પછી કોઈ મારું નામ સરખું લેતું નહિ. હાથ તો પાકી ગયા હોય એવા થઈ ગયા હતા. મારા હાથ દબાય અને થાક ઊતરી જાય એટલા માટે હું પથ્થર પર સૂઈને આળોટતો. એથી મને ઠીક આરામ રહેતો.

ગુજરાતની ટુકડીના આગેવાન શ્રી ગોકળદાસ બાપુ જ્ઞાતિએ વણિક અને ધંધે વકીલ હોવા છતાં એક બહાદુર લડવૈયા હતા. એમને પથ્થર ફોડવાનું કામ સોંપાયું હતું. આ કામ એમને ભારે પડતું હોવાથી એમણે પથ્થર ફોડવાની ના પાડી. રોનમાં નીકળેલા સુપરિન્ટેન્ડેન્ટે એમને પૂછ્યું – પથ્થર કેમ નથી ફોડતા? એમણે કહ્યું કે પથ્થર

છે ક્યાં તે ફોડું ? સાહેબે કહ્યું કે સામા ઢગલામાંથી લઈ આવો. બાપુએ વકીલી ભાષામાં કહ્યું કે મારે નામે પથ્થર ફોડવાનું કામ લખ્યું છે, પથ્થર લાવવાનું નથી લખ્યું. એણે તરત જ એમને અંધારી કોટડીમાં લઈ જવાનો હુકમ કર્યો. એમને અંધારીમાં લઈ જઈને એક મણ દળવાનું સોંપવામાં આવ્યું. બાપુએ એ કામ કરવાનો ઈન્કાર કર્યો અને સાથે ખાવાનું પણ છોડયું.

આ સમાચારથી મહારાજ અને એમના ચૌદ સાથીઓએ પણ ખાવાનું છોડયું. જેલરે એમને સમજાવવા પ્રયત્ન કર્યો. પણ બધા મક્કમ રહ્યા એટલે દમ બિડાવ્યો. એથી પણ કોઈ ડગ્યું નહિ ત્યારે એણે કહ્યું કે 'તમે ખાલી ખાલી ભૂખ્યા મરો છો. ગોકળદાસે તો ખાઈ લીધું છે.' મહારાજે કહ્યું કે 'તમે કહો તે ન ચાલે, અમને એમની સાથે વાત કરાવી આપો તો જ અમને એની ખાતરી થાય.' જેલર મહારાજને બાપુ પાસે લઈ ગયો. મહારાજે બાપુ સાથે કેટલીક વાતો કરી એટલે એ ખાવા તૈયાર થયા. જેલર સાથે સમાધાન થયું– 'તમારે અમારામાંથી મારા સિવાય બીજા કોઈને સખત કામ આપવું નહિ. અમારા બાપુને તમે નિયમ પ્રમાણે ચૌદ દિવસ અંધારીમાં ભલે રાખો, પણ એમને દળવાનું ન આપો.' આ રીતે મહારાજે સમાધાન કર્યું અને બધાએ ખાધું.

મહારાજનો સ્વભાવ જ એવો છે કે એમના વર્તનથી અને પ્રેમથી એ ભલભલાને વશ કરી લે. આ જેલના અમલદારો પણ એમના ઉપર ખુશ થઈ ગયા હતા. એક દિવસ મહારાજ ચક્કી ચલાવતા હતા ત્યારે સુપરિન્ટેન્ડેન્ટે પૂછ્યું

–કાંઈક કહેવાનું છે? મહારાજે કહ્યું–બપોરે હું નવરો પડું છું, એ વખતે મને વધારાનું સાદડી ગૂંથવાનું કામ આપશો તો હું ખુશીથી કરીશ. બીજા દિવસથી એમને પણ બધા સાથે પથ્થર ફોડવા મોકલી આપવામાં આવ્યા. મહારાજે રોજ આઠ ઘન ફૂટ પથ્થર ફોડવા માંડયા. એકાદ મહિના પછી એમણે જેલર પાસે ઘાણી કામની માગણી કરી. પણ તેમણે એવું સખત કામ એમને આપવાની ના પાડી. થોડા વખત પછી એમને વણાટ કામમાં અને બાપુને દરજીકામમાં મૂકવામાં આવ્યા.

એક દિવસ હવાને કારણે વરધી કરતાં કાપડ થોડું ઓછું થયું. નોંધ કરનારે અધૂરી વરધી નોંધી. રોન ઉપર નીકળેલ જેલર આવી પહોંચ્યો. એણે પૂછ્યું–કેમ છો? મહારાજે કહ્યું–બહુ સારું છે. પણ કાલે તો મારે તમારી પાસે "પેશી" પર આવવાનું છે ને? એમણે પૂછ્યું–કેમ? મહારાજે કહ્યું–હવાને કારણે મારી વણાટની વરધી આજે પૂરી નથી થઈ શકી. જેલરે હસતાં હસતાં કહ્યું–આ જેલમાં તો હવે તમારે માટે પેશી રહી નથી.

મહારાજને આપવામાં આવેલી થાળી એક વખત ગૂમ થઈ ગઈ. બીજે દિવસે તેમનો ચંબુ પણ ગૂમ થયો. એમણે થાળીચંબુ વિના જ ચલાવવા માંડયું. એ કહે છે કે 'હું રોટલો હાથમાં લઈને ખાઈ લેતો, અને પાણી નળે જઈને પી લેતો. ભાજી તો મેં ખાવાની જ બંધ કરી દીધેલી કેમકે તેમાં કીડા આવે છે એવી એવી ફરિયાદો સાંભળીને જ મને એને માટે સૂગ જન્મી હતી.' આ રીતે ત્રણ મહિના સુધી

મહારાજે એકલા રોટલા ઉપર જ ચલાવ્યું.

મહારાજ કહે છે કે, 'અકોલા જેલમાં જ્યારે હું નવરો પડતો ત્યારે તિલકગીતા અને સાતવળેકરનું શતપથ વાંચતો. મેં ત્યાં બીજા બ્રાહ્મણગ્રંથો પણ વાંચ્યા. એ જમાનામાં મારા મનમાં રેલ્વેનાં પાટિયાં વાંચી શકાય એટલું અંગ્રેજી જાણવાની ઈચ્છા જાગી. શ્રી. ગોકળદાસ બાપુ પાસે અંગ્રેજીના ચાર અક્ષર શીખ્યો પણ ખરો. પણ એના રટણમાં મારા ગીતા-વાચનમાં વિક્ષેપ પડ્યો. આખી રાત પેલા અક્ષરો આંખ સામે આવીને તરવરવા લાગે. બીજે દિવસે નક્કી કર્યું કે અંગ્રેજી નથી શીખવું.

એમનામાંનો એક ભાઈ છૂટતા પહેલાં થોડા દિવસથી મનથી બહુ નબળો પડી ગયો હતો. એ નબળાઈ એને માફી માગવા જેટલી હદે લઈ ગઈ હતી. મહારાજ કહે છે: 'મેં એને સમજાવ્યુ કે મરી જ જવાનું હોય તો ગમે ત્યારે ને ગમે ત્યાં મરી જઈએ છીએ. મારવું કે જીવાડવું એ તો એક ઈશ્વરના જ હાથમાં છે. તું બધી ચિંતા છોડી દે. તું માફી માગીશ એટલે આખું શરીર તો તારું બહાર જશે, પણ તારાં નાક અને કાન આ ફાઉલર સાહેબની (સુપરિન્ટેન્ડેન્ડની) ડાબલીમાં રહી જશે એ ખબર છે ને? જિંદગીભર નીચા જોણું રહેશે. તારાં બાળકો પણ તને યાદ કરીને માથું નીચું ઘાલશે. મારી વાત એને ગળે ઊતરી અને એણે માફી માગવાનું માંડી વાળ્યું, અને બન્યુ એવું કે એના આ નિર્ણય પછી ત્રણ દિવસમાં જ અમારો બધાનો છૂટકારો થયો.

જેલમાંથી છૂટતી વખતે મહારાજ કહે છે કે 'ફરી મારા

મગજમાં વિચારો આવવા લાગ્યા. મને થયું કે ભગવાન શ્રીકૃષ્ણે સુદામાજીને તળાવમાં એક ડૂબકી મારી એટલા વખતમાં જે અકળ લીલા બતાવી તેમાં અને આ જેલમાં શો ફેરક છે? હજુ કાલે સવારે જ અમે જેલમાં આવ્યા. જેલની નવી દુનિયામાં અનેક પાઠો લીધા અને આજે તો ફરી અમારી જૂની દુનિયામાં પાછા ચાલ્યા.

મારી સામે વિનોબાજી અને એમના કેટલાક સાથી તરવરવા લાગ્યા. જેલમાં એ બધા બહુ કામ કરતા. હું એમને જોતો ત્યારે મારા અંતરમાં છાની છાની આનંદની લાગણીઓ જાગતી. વિનોબાજીનું અગાધ જ્ઞાન અને નાના મોટા દરેક પ્રસંગને શોભે એવું એમનું વર્તન જોઈને મને થતું કે એ તો કાષ્ટપૂતળીની માફક અનાસક્ત જીવન જીવે છે. એ કામ કરતા તે પણ હરખ અને શોકથી પર થઈને. નાનામાં નાનો વૉર્ડર એમને ઊભા રહેવાનું કહે ત્યારે ઊભા રહે અને ચાલવાનું કહે ત્યારે ચાલે. મનના અહમ્‌ને એમણે ઓગાળી નાખ્યું હતું. મારા મનમાં થયું કે આ માણસે જેલ ભોગવી, વેઠી નહીં. વિનોબાજીના જીવનમાંથી મને ત્યાં ઘણું જાણવાનું મળ્યું.'

## હેડિયાવેરાની લડતમાં

મહારાજ નાગપૂરથી છૂટીને આવ્યા ત્યારે દેશનું વાતાવરણ બિલકુલ ફરી ગયું હતું. પ્રજામાં જોશ નરમ પડી ગયું હતું. પરદેશી કાપડનું બંધ થઈ ગયેલું વેચાણ ફરી ધમધોકાર ચાલતું થયું હતું. રેંટિયા અને રાષ્ટ્રીય શિક્ષણમાં લોકોએ જે ઉત્સાહ બતાવ્યો હતો તે બધું હવે મોળું પડતું જતું હતું. ઇ. સ. ૧૯૨૩ માં કોંગ્રેસનું અધિવેશન દિલ્હીમાં ભરાયું. મહારાજ પણ ત્યાં ગયા હતા. પણ ત્યાંનો ફરી ગયેલો રંગ જોઇને એમને ત્યાંથી નાસી છૂટવાનું મન થયું. મહાસભામાં ફેરવાદીઓ અને નાફેરવાદીઓ એવા બે ભાગલા પડયા. ધારાસભા પ્રવેશમાં માનવાવાળા ફેરવાદીઓ કહેવાયા અને ધારાસભા પ્રવેશનો વિરોધ કરનારાઓ નાફેરવાદીઓ કહેવાયા. ફેરવાદી પક્ષમાં શ્રી. મોતીલાલ નહેરુ, દેશબંધુ દાસ, મૌલાના મહમ્મદઅલી વગેરે મુખ્ય હતા. નાફેરવાદીઓમાં શ્રી. રાજગોપાલાચાર્ય, સરદાર વલ્લભભાઈ વગેરે મુખ્ય હતા. મહારાજને કોઈ ગામડામાં બેસીને શાંતિથી કાંઈક રચનાત્મક કામ કરવાનું મન થયું.

### છાપરા ગામમાં

મહારાજે છાપરા ગામમાં રહેવાનું નક્કી કર્યું. ત્યાં એ સમૂહમાં ગીતાવાચન કરતા, તુલસી રામાયણ સમજાવતા અને રેંટિયો કાંતતા. એમનું રામાયણ સાંભળીને એક બારૈયા

જુવાનિયાને વાંચવા શીખવાનું મન થયું. એમની ભણાવવાની પદ્ધતિ નવી જ હતી. એમણે એની શરૂઆત આ પ્રમાણે કરી:

મહારાજ—તું મને ફરી મળે તો ઓળખે ખરો?

છોકરો—હોવે.

મહારાજ—ઘણા માણસો એકઠા મળ્યા હોય એમાંથી પણ ઓળખી કાઢે?

છોકરો—હા.

મહારાજ—શાથી?

છોકરો—તમને જોયા છે તેથી.

મહારાજ—ત્યારે હું બતાવું તે યાદ રહેશે?

છોકરો—હા.

આમ કહીને તેમણે જમીન ઉપર 'ક' ચીતરી આપ્યો અને કહ્યું કે આનું નામ 'ક' છે. આમ મહારાજે એને પહેલો પાઠ આપ્યો. બીજે દિવસે છોકરે જ્યાં ત્યાં 'ક' ચીતરી માર્યો અને એની સાથેના બીજા પાંચ સાત ગોવાળિયાને પણ એણે શીખવી દીધો. દીવે દીવો થાય એવી આ પ્રૌઢશિક્ષણની પદ્ધતિ હતી. થોડા દિવસમાં એ છોકરો શબ્દો ઉકેલતો થઈ ગયો અને છેવટે રામાયણ વાંચવા લાગ્યો. એની અસર એના નાના ભાઈ ઉપર પણ થઈ, એના આખા કુટુંબ ઉપર થઈ અને આખા કુટુંબે માંસ ખાવાનું પણ છોડી દીધું.

**હૈડિયાવેરો**

સાત સાત વરસથી બોરસદ તાલુકામાં બાબર દેવાની ટોળી લૂંટફાટ કરતી હતી. સરકારી પોલીસ કોણ જાણે કેવા [illegible]

હાથમાં આવતો નહોતો. એથી ચારસો માણસોની સ્પેશ્યલ પોલિસ મૂકવામાં આવી અને તેના ખરચ માટે બોરસદ તાલુકાનાં ૯૦ અને આણંદ તાલુકાનાં ૧૪ ગામો ઉપર સરકારે રૂપિયા બે લાખ અને ચાલીસ હજારનો 'પ્યુનિટિવ ટેક્સ' નાખ્યો. પોલિસ પટેલ અને ભંગી સિવાય અઢાર વર્ષથી ઉપરની ઉંમરના દરેક જણને માથે, સરકારી શિક્ષક કે સાધુ બાવાને માથે પણ, સરેરાશ અઢી રૂપિયાનો વેરો ચોંટ્યો, એટલે લોકોએ એને હેડિયાવેરો કહ્યો.

સરદાર સાહેબે પંડ્યાજી, રાવજીભાઈ, મહારાજ વગેરેને આ અંગે ચોક્કસ હકીકતો મેળવી લાવવા માટે ગામડાઓમાં મોકલ્યા. હકીકતો મેળવીને આવ્યા પછી સરદાર સાહેબે એમની ઝીણવટ ભરી તપાસ કરી. મહારાજ કહે છે—"મને તો એમણે પ્રશ્નો પૂછી પૂછીને ગૂંચવ્યો. મને એ બહુ કડક દેખાયા. એમની અવિશ્વાસભરી પ્રશ્ન પરંપરાથી મનમાં થયું કે આવા માણસ સાથે કદી કામ ન પાડવું. પણ તે જ સાંજે બોરસદની જાહેરસભામાં એમણે જે ભાષણ કર્યું એ સાંભળીને હું આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. અમારી ચકાસણી કરીને એમણે જે હકીકતો મેળવી હતી એને આધારે એ સરકારને પડકારતા હતા. ઉપરથી જોતાં સરદાર બહુ કડક લાગે છે. પણ વધારે પરિચય પછી મને જણાયું કે એ કડક મુખાકૃતિ કે વાણી પાછળ બહુ કોમળ હૃદય પડ્યું છે.

### કાંઠાગાળામાં

હેડિયાવેરા સામે લડત ઊપડી. મહારાજને ભાગે કાંઠાગાળો આવ્યો. મહારાજ આ પહેલાં કદી આ ગામમાં ગયા નહોતા.

હવે તે એ ગામોમાં ફરવા નીકળ્યા. અમિયાદમાં એમણે ફળિયે ફળિયે ફરીને હૈડિયાવેરો શું છે ને શાને માટે નહિ ભરવો એ સમજાવ્યું. લોકો એ ન ભરવા સંમત થયા. બપોરે એમણે ખીચડી ઓરીને ખાઈ લીધી. ત્યાંથી દહેવાણ પહોંચ્યા. ત્યાંના ઠાકોરે હૈડિયાવેરો નહિ ભરવાનું વચન આપ્યું. ગાજણાના ઠાકોરને એમની વાત ગળે ઊતરી નહિ. વિવાદમાં ઠાકોરે ઉશ્કેરાઈને કહ્યું–ચાલ્યા જાઓ આ ગામમાંથી બહાર. મહારાજે કહ્યું–શા માટે નીકળી જાઉં ? જોઉં છું મને કોણ કાઢનાર છે ?

આ પછી મહારાજ ભાગોળે ધર્મશાળામાં જઈને બેઠા. ત્યાં ગામના એક ભાઈ પર્વતસિંહ આવ્યા. એમણે કહ્યું– 'બ્રાહ્મણનો દીકરો અમારા ગામમાંથી ભૂખ્યો જશે ? મારે ઘેર ચાલો. ખાઈપીને રાતે આરામ કરી સવારે જવું હોય, ત્યાં જજો.' એણે ઘેર લઈ જઈ પ્રેમપૂર્વક કુલેર જમાડી. રાતે એણે ઘેરઘેર ફરી લોકોને ભેગા કર્યા. એમની સમક્ષ મહારાજે હૈડિયાવેરો કેમ આવ્યો અને શાથી નથી ભરવાનો એનો આખો ઇતિહાસ વર્ણવી બતાવ્યો. લોકો ઉપર સચોટ અસર થઈ. ઠાકોર સાહેબનો દીકરો મહારાજ તરફ આકર્ષાયો. થોડા દિવસ પછી એ કાંતવા માટે મહારાજ પાસેથી રેંટિયો પણ લઈ આવેલો. ધીમે ધીમે એ બધાં ગામોમાં ફરી વળ્યા. પાછળથી તો એ એવી ચકરડી લગાવતા કે દોઢ દહાડામાં ૧૮ ગામ ફરી વળાય.

જેવી રીતે હૈડિયાવેરો ન ભરવાનો સંદેશો મહારાજે કાંઠા વિભાગમાં પહોંચાડ્યો તેવી જ રીતે તાલુકાનાં બીજાં

ગામોમાં તે તે વિભાગના કાર્યકરોએ પણ એ સંદેશો પહોંચાડી દીધો હતો. બીજાં મથકો પર સ્વયંસેવકોનું થાણું રહેતું અને તેમની દ્વારા એ મથકનાં ગામોનું કામ થતું. મહારાજને ત્યાં સ્વયંસેવકોની ટુકડી ગણો કે સ્વયંસેવકના આગેવાન ગણો એ બધું એ એકલા જ હતા. જરૂર પડે ત્યારે ગામલોકો જ સ્વયંસેવકનું કામ કરવા લાગી જાય. એમ છતાં એમને ફાવી જાય એવા એક સાથી મળી ગયા. એમનું નામ બોડકા મહારાજ. ટૂંકું શરીર, સાદું જીવન અને બોડુ માથું જોઈને લોકોએ એમનું નામ (ગણપતિશંકરનું નામ) બોડકા મહારાજ પાડી દીધું. એમનો નિયમ એવો કે એ રોજ બેત્રણ ગામો ફરે, લોકોને મળે, સ્મિત કરે અને વાતો બહુ ઓછી કરે. એમનું ખર્ચ તો કંઈ મળે જ નહિ. ફરતાં ફરતાં જ્યાં ખાવાની સગવડ મળે ત્યાં ખાઈ લે અને લોકોમાં ઉત્સાહ પ્રેર્યા કરે.

આ કામ ચાલતું હતું ત્યારે પોલિસની કે સરકારી અમલદારની કનડગતની વાત મહારાજ પાસે આવતી અને મહારાજ એનો તોડ કાઢતા.

**જપ્તીઓ**

એક પોલિસે જ મહારાજને ખબર આપી કે આવતી કાલે વત્રામાં જપ્તી કરવા જવાના છીએ. બીજે દિવસે મહારાજ ત્યાં પહોંચે ત્યાર પહેલાં પોલિસ ગોઠવાઈ ગઈ હતી અને ગામના એક શેઠને ત્યાં જપ્તી શરૂ કરાઈ હતી. ભાગોળે રમતાં હતાં તે ૪૦–૫૦ છોકરાંને લઈને મહારાજ એ શેઠના ઘર પાસે પહોંચ્યા. એમણે છોકરાં પાસે બૂમો પડાવી કે

'લૂંટાવા દો મિલકત, બાબરદેવાના પિત્રાઈ આવ્યા છે.' શેઠે જપ્તી થવા દીધી પણ એક પાઈ સરખી ભરી નહિ. ખટનાલમાં પણ ફોજદારને આવો જ અનુભવ થયો. એની જપ્તીનો માલ ચોરામાં જ પડયો રહ્યો, કેમકે એ ઉપાડવામાં ગામના રાવણિયાઓએ પણ મદદ ન કરી. આમ લોકો રંગમાં આવતા જતા હતા. પ્રજાને ખાતરી થઈ ગઈ હતી કે આ તો સરકારની ચોરી છે ને ઉપરથી શિરજોરી છે. એટલે વેરો ન ભરવાની બાબતમાં બહુ મક્કમતા આવી હતી. અતિશય ત્રાસ અને પજવણી છતાં લોકો અડગ જ રહ્યા. આખરે દોઢ માસની મક્કમ લડત પછી વેરો રદ કરવાનો અને જપ્તીનો માલ પાછો સોંપવાનો સરકારને હુકમ કરવો પડયો.

**ઉત્સવ**

આટલી ટૂંક મુદતમાં હૈડિયાવેરો રદ થવાથી પ્રજામાં ખૂબ ઉત્સાહ આવ્યો. મહારાજને થયું કે કાંઠાવિભાગમાં આનો ઉત્સવ ઉજવવામાં આવે તો પ્રજા-જાગૃતિ વધે. લડત જેવી સાદાઈથી લડાઈ એવો એનો ઉત્સવ પણ સાદો હોવો જોઈએ, અને લડત જેવી પવિત્ર અને મક્કમ હતી એવા ઉન્નત ભાવો આ ઉત્સવના પણ હોવા જોઈએ એવી મહારાજની માન્યતા હતી. ગામડાનાં અભણ લોકોએ ખરેખર એવું જ કરી બતાવ્યું. ઓદો ઉઘરાવી, ખંભાતથી ઉછીના વાંસ લાવી, કઠાણાના તળાવમાં ૧૪-૧૫ હજાર માણસો બેસે એવો મંડપ-સાત આઠ ગામની ભજનમંડળીઓએ બનાવી દીધો. એને આસોપાલવ, આંબા અને લીંમડાનાં પાનથી શણગારવામાં આવ્યો. એક પણ પાઈના ખર્ચ વિના ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી.

સરદાર સાહેબ અને મહાદેવભાઈ કઠાણાની સભામાં આવ્યા હતા. કાંઠાના લોકોનો ઉત્સાહ, વ્યવસ્થા તથા જંગી મેદની જોઈને એમને બહુ હર્ષ થયો. એમણે બધાંને અભિનંદન આપ્યા.

પ્રજામાં આત્મવિશ્વાસ આવ્યો કે આપણે કંઈક કરી શકીએ છીએ, અને મોટામાં મોટી સરકારને પણ નમાવી શકીએ છીએ. કાંઠાની પ્રજા મહારાજને દેવની માફક પૂજવા લાગી હતી.

કાંઠાની આખી લડત કશા ખર્ચ વિના કે કશા ડોળ દેખાવ વિના લડાઈ હતી. સ્વયંસેવકોમાં મહારાજ અને બોડકા મહારાજ બે જણ હતા. મોટે ભાગે બધી વાતો લોકોને મોઢેથી જ કહેતા. એમને પત્રિકાની જરૂર પડતી નહિ. ખરચ અંગે મહારાજ કહેતા હતા કે, 'લડત શરૂ થઈ ત્યારે બોરસદથી મેં એક રૂપિયો લીધો હતો, અને લડત પૂરી થઈ ત્યારે એ પાછો આપ્યો. મારે એની કાંઈ જરૂર ન પડી.'

## કાંઠાવિભાગમાં કામ

કાંઠાવિભાગમાં ફરતાં ફરતાં મહારાજે જોયું કે ઠાકોર કોમ ભલે શૂરવીર હોય, પણ દારૂએ એને પાયમાલ કરી નાંખી હતી. દારૂ પીને એ લૂંટ કરે છે, ખૂન કરે છે, મારામારી કરે છે, વ્યભિચાર કરે છે. એને પરિણામે કોર્ટ કચેરી, શાહુકારની પકડ, અપમાન અને ગરીબાઈ આવે છે. દારૂ પીનારને એની માબહેન કે બાળકોનું પણ ભાન નથી રહેતું. મહારાજને થયું કે આ પ્રજામાં આટલી જાગૃતિ આવી છે તો એનો લાભ લઈને એ કોમને આ બદીમાંથી બચાવવી જોઈએ.

### દારૂની બદી છોડાવવા માંડી

એક વખત મહારાજ દારૂની બદી છોડાવવા માટે એક રણછુ ટોળીના આગેવાન પાસે પહોંચી ગયા. આગેવાનને ગળે એમની વાત ઊતરી લાગી. એણે કહ્યું–'એમ હોય તો આપણે બધાનો દારૂ છોડાવીએ. પણ તમે એક વાર ગાંધી આત્મારામનાં દર્શન કરાવો ને ! આજે તો જાણે મેં પીધો છે, થોડોક ગાળવાનો છે, પરમ દિવસે પી લઈશું. પેલે દિવસે આવજો. આપણે બારેય ગામને ભેગાં કરીશું.'

ચોથે દિવસે ડાસાએ આજુબાજુનાં બાર ગુવાડાંના લોકોને એકઠા કર્યા. બહેનો પણ એ સભામાં આવી હતી. મહારાજે એમને ખૂબ શિખામણ આપી છેવટે ભેગા મળેલા

સૌએ દારૂ ન પીવાનો ઠરાવ કર્યો. એ વખતે પેલા ડોસા ઊભા થયા અને બોલ્યા-'અલ્યા, આ મહારાજે કહ્યું એ કબૂલ છે ?' બધા કહે-'હા.' ડોસાએ કહ્યું-ફલાણાએ ઘોઈના ધૂંગામાં માટલું સંતાડયું છે એનું શું? પેલાએ નીચે દાટી રાખ્યું છે તેનું શું ? જો ખોટું ખોટું હા-એ હા કરશો—ને તો મારી નાખીશ, હા.' પણ બધાએ ખડખડાવીને જવાબ આપ્યો કે-'હવે દારૂને અડશું નહિ.'

એજ રાત્રે ભજનમંડળી રાતના બે વાગ્યા સુધી ચાલી. ભજન થઈ રહ્યા પછી એક જણે પૂછ્યું-'મહારાજ, ભજન કરીએ તો પાપ માફ થઈ જાય ખરાં ?' મહારાજે જવાબ આપ્યો, 'હા, થાય જ તો.' પેલાએ સામો પ્રશ્ન કર્યો-'પણ અમે અઢારેય કરમ કરવાવાળા. એ બધાં માફ થાય?' એમ કહીને એણે તાજેતરમાં જ કરેલી લૂંટની વાત કરી. મહારાજે કહ્યું-'મનમાં પસ્તાવો થાય અને ફરી કદી પાપ ન કરવાની મનથી ગાંઠ વાળીએ તો બધું માફ થાય.' આમ ગામડે ગામડે ફરીને મહારાજ લોકોના દિલમાં દીવા પ્રગટાવતા હતા. લોકોમાં એમણે એવો રંગ લગાડયો હતો કે લોકો એમને છોડવા તૈયાર ન હતા.

એક વખત ત્યાંના ઠાકોરોની સભામાં એમણે મહેમદાવાદ પાછા ફરવાની વાત છેડી. બધાએ કહ્યું-'તમારે અહીંથી જવાનું કેવું ?' મહારાજે ટકોર કરી, 'હું અહીં રહીને શું કરું ? તમે ચોરી વગેરે ગુના કરો છો, દારૂ પીને તોફાન કરો છો અને પોલિસ તમને પજવે છે એ મારાથી જોવાય નહિ.' આની અસર એવી થઈ કે કાણુ ગામે પંચ નિમાયું અને

એમણે ઝઘડા ઘરમેળે પતાવવાનું તથા દારૂ છોડાવવાનું કામ ઉઠાવી લીધું. ગામેગામ આવાં પંચ સ્થપાવા લાગ્યાં. એમણે સારોલ, અટનાલ અને કઠાણાનાં દારૂનાં પીઠાં બંધ કરાવ્યાં. કઠાણાના ભાઈઓએ તો પીઠાનો બધો દારૂ ખરીદી લઈને ગામની ભાગોળે એની હોળી કરી અને આખા ગામે દારૂ ન પીવાનો એ હોળી સમક્ષ ઠરાવ કર્યો.

ગામડાંમાં ફરતી વખતે એ બાર વાગ્યે જે ગામે જઈ ચડે ત્યાં એકાદ શેર ખીચડી મેળવીને રાંધી ખાય. પછી વહેલી પડે બીજા દિવસની બપોર. કોઈ વખત ખીચડી માગવામાં સંકોચ થાય ત્યારે તે રાતની રાત ભૂખ્યે પેટે કાઢી નાંખતા. ફરતી વખતે એ દોરીલોટો સાથે રાખતા ને ગામની ભાગોળને કૂવે નાહીને જ તે ગામમાં પેસતા. પણ બેત્રણ વખત દોરી ખોવાઈ ત્યારથી દોરી સાથે રાખવાનું બંધ કર્યું, ને સાથે સાથે એવો નિયમ લીધો કે આજે બપોરે જમ્યા પછી પાણી પીધું તે કાલે બપોરે ખાધા પછી પાણી પીવું. આથી તેમને ધીમે ધીમે કબજિયાત લાગુ પડી. પોતાના અનુભવ પરથી એ એવા તારણ પર આવ્યા છે કે શરીરને હુલાવવું ફુલાવવું નહિ, સ્વાદના ચટકા કરાવવા નહિ, ઇન્દ્રિયો વકરે એવા મોજશિલાસ કરાવવા નહિ, પણ સાથે સાથે એ સારું રહીને પૂરતું કામ આપી શકે એટલાં પોષક ખોરાકપાણી અને જરૂરી આરામ પણ એને આપવાં જોઈએ.

### ચોરી છોડાવી

એક વખત કણજાઆંથી લુહાણાના ઘીના બે ડબ્બા

ચોરાય. મહારાજે મનમાં નક્કી કર્યું કે ત્યાં જઈને ચોરને શોધી કાઢું અને એને ચોરીની લતમાંથી છોડાવું. કણભા જઈને એ ગામના મંદિરમાં ઉતર્યા. ચોરી કરનારની ભાળ મેળવીને એ તેને ખેતરે પહોંચ્યા. પેલાએ પ્રેમપૂર્વક ખાટલો પાથરી મહારાજને બેસાડીને કહ્યું, 'મહારાજ, આ ગંડુ લોક તમારું માન રાખતા નથી. તમે આટઆટલી તરખટ કરો છો છતાં ચોરી છોડે છે?' આમ કહીને એ ચોરને ગાળો ભાંડવા લાગ્યો. એણે મહારાજને હાથ જ મૂકવા ન દીધો.

મહારાજ ખિન્ન વદને પાછા ફર્યા. ચોર ન મળે ત્યાં સુધી ન ખાવાનો એમણે નિશ્ચય કરી દીધો. બપોર પછી મહારાજે તો પાણી પણ છોડ્યું. આથી આખું ગામ ઉપર-નીચે થઈ ગયું. બીજે દિવસે રાત્રે મહારાજ મંદિરમાં સૂતા હતા. એ વખતે કોઈએ એમના પગનો અંગૂઠો ખેંચ્યો. એ સફાળા જાગ્યા અને ખેંચનારની પાછળ ચાલ્યા. ભાગોળ સુધી ગયા એટલે પેલાએ હાથથી જ સમસ્યા કરી કે પેલા ખેતરમાં જાઓ. ખેતરની સામી બાજુએથી ડબાનો અવાજ આવ્યો. એ ત્યાં પહોંચ્યા. ડબા મળ્યા, પણ અવાજ કરનાર નાસી ગયો હતો. રાતોરાત એ ડબા મહારાજે લુહાણાને ત્યાં પહોંચતા કર્યા. ગામ લોકને આથી આનંદ થયો. પણ મહારાજના ઉપવાસ ન છૂટ્યા. એમણે કહ્યું, 'એકલા ડાબલાને શું કરે? ચોરી કરનારો જોઈએ.'

બપોરે મહારાજ પાસે ચોરી કરનારનો છોકરો આવ્યો અને તેમને પોતાના બાપ પાસે લઈ ગયો. એણે બધાની

હાજરીમાં પોતાની ચોરી કબૂલી. મહારાજે પૂછ્યું—'ખેતરમાં પહેલી વાર મળ્યો ત્યારે જૂઠું શા માટે બોલ્યો હતો?' એણે કહ્યું, 'મેં નહોતું ધાર્યું કે તમે આટલી હદે જશો.' મહારાજે પૂછ્યુ, 'તેં ચોરી શા માટે કરી?' એણે જવાબ આપ્યો, 'સાંજના અમે વાતો કરતા બેઠા હતા. લુહાણાને તે વખતે દહેવાણ જમવા જતો જોયો. મનમાં થયું કે આ આખા ગામને ચૂસી ખાય છે. ચાલોને એની દુકાનમાં જ આજે ચોરી કરીએ.'

ગામલોક રાજી થયા અને મહારાજનો ઉપવાસ છોડાવવાની પેરવીમાં પડ્યા. ગામના આગેવાન દાજીભાઈ મહારાજને ફળાહાર કરાવવા માટે ખજૂર લેવા એ જ લુહાણાની દુકાને ગયા. એણે ખજૂર તો આપ્યું પણ એક શેરનો દોઢ આનો માગ્યો. દાજીભાઈએ અકળાઈને પાવલી ફેંકી અને સંભળાવ્યું કે, 'નહિ, નહિ, મહારાજ માટેના ખજૂરનો દોઢ આનો ન હોય, એના તો ચાર આના હોય.'

આમ ઉપવાસો કરીને અને પ્રત્યક્ષ પરિચયમાં આવીને મહારાજે અનેકનાં જીવન પલટી નાંખ્યાં છે.

### બિયાવું વહેંચ્યું

ઈ. સ. ૧૯૨૪નું ચોમાસું આવું આવું થઈ રહ્યું હતું. લોકો પાસે કઠોળનું બિયાવું નામે રહ્યું નહોતું. આ હકીકત જાણીને મહારાજે બોરસદ તાલુકા સમિતિ પાસે કાંઠામાં કઠોળની દુકાન કાઢવાનો ઠરાવ કરાવ્યો. સમિતિએ ઠરાવ સાથેની ભલામણ પ્રાંતિક સમિતિને મોકલી આપી.

પણ મહારાજ બેસી રહી શકે એમ હતું જ નહિ. એ બીજીત્રીજી વાત કરવા રોકાયા વિના રૂદેલ પહોંચ્યા. નાણાં આઠદસ દિવસે આપવાનું કરીને તેમણે ત્યાંના વેપારી પાસેથી ૫૦ મણ વાલ ખરીદ્યા. પણ માલ ઠેકાણે પડે ત્યાર પહેલાં તો મેઘો મંડાણો. હવે ગાડુંબાડું ચાલે નહિ અને ખેડૂતોને તો ઓરવાની તક જાય એવું થયું. એમણે ગધેડાં પર બધે વાલ પહોંચાડયા. આમ વરસતે વરસાદે એમણે તેર ગામમાં બી પહોંચાડયું.

રાહતકાર્યમાં એમના જેટલી ઝડપ આપણા ગુજરાતમાં બીજા કોઈની નથી. ખરી પળે ઉપયોગી થઈ શકે એ રીતે એ ધરતીના કોઈ પણ ખૂણેથી આવીને ખડા થઈ જાય છે, એ જ એમની ખૂબી છે.

**અનાજની દુકાન**

બી અંગે ખેડૂતોની મુશ્કેલી જોયા પછી મહારાજને થયું કે નવું અનાજ આવે ત્યાં સુધી એકાદ દુકાન કાઢી હોય તો ખેડૂતો વેપારીઓની ચૂસમાંથી ઊગરી જાય. આથી કઠાણામાં શ્રી ઇચ્છાબાનું એક ખાલી ઘર મહારાજે ભાડે રખાવ્યુ અને એમાં એક નાનકડી દુકાન શરૂ થઈ. મહારાજ બેઠા બેઠા કાંત્યા કરે અને લોકો શરૂ શરૂમાં ઓછું કામ હતું ત્યારે તો એમની મેળે ત્રાજવેથી માલ જોખી લે. રૂપિયાભાર ઓછું લે પણ વધારે ન લે, અને પૈસા નજીક પડેલી કુલડીમાં નાંખી જાય.

**ઇચ્છાબા**

[illegible]

ઈચ્છાબા એમની ચેષ્ટા જોયા કરતાં. ત્યાં કાયમ રહેવાનું થયું એટલે મહારાજે રાસથી અનાજ મંગાવીને હાથે રાંધવાનું શરૂ કર્યું હતું. ઈચ્છાબા એમની દરેક હિલચાલ ઉપર લક્ષ રાખતાં હતાં, અને એમનો મહારાજ પ્રત્યેનો સદ્‌ભાવ વધતો જતો હતો.

એક દિવસ સમાચાર આવ્યા કે નજીકના અનેજડા ગામમાં ચોરી થઈ છે. મહારાજે ઝટપટ કોદરીદાળ બનાવી. કોદરી કાચી રહી હતી તે થોડી ફાકી લીધી. વધેલો ખોરાક કૂતરાંની ચાટમાં નાંખી ઘર ઈચ્છાબાને ભળાવીને મહારાજ અનેજડાને રસ્તે પડયા. મહારાજે ત્યાં જઈને જાહેર કર્યું : 'જેણે ચોરી કરી હોય એ મને મળી જાય.' પણ ચોર આવ્યો નહિ. મહારાજને સાત દિવસના અન્નપાણી વિનાના ઉપવાસ થયા. ગામના લોકો અકળાતા હતા પણ થાય શું? ચોરી કરનારો મહારાજ રહેતા હતા તે મંદિરમાં રોજ આવતો અને એમની સાથે વાતો પણ કરતો. પણ એ કબૂલ ન કરે ત્યાં સુધી શું થાય? આઠમે દિવસે મહારાજને એકલા જોઈ એણે કહ્યું, 'બાપજી, મારા ઉપર કૃપા કરો. ચોરી મેં કરી છે.' મહારાજે એને ખૂબ શિખામણ આપી. એમના ઉપવાસ છૂટયા. ગામલોક એટલા આનંદમાં આવી ગયા કે એમણે ગાંધીજીની છબી લઈને સરઘસ કાઢયું, અને બ્રાહ્મણો જમાડયા. મહારાજ પણ જમવા બેઠા અને બે લાડુ ખાઈ ગયા!

મહારાજ કઠાણા પાછા ગયા ત્યારે એમણે શું જોયું? એમનો ઓરડો વાળીઝૂડીને ઈચ્છાબાએ ધોળી નાંખ્યો હતો.

ઓસરીમાં જ ગાદી તકિયો ગોઠવી રાખ્યાં હતાં. મહારાજે ઘરમાં જઈ બહાર આવી પ્રશ્ન કર્યો, 'ઇચ્છાબા, અનાજ વગેરેની માટલીઓ ક્યાં છે?' ઇચ્છાબાએ જવાબ આપ્યો, 'તમારે એનું શું કામ છે? તમને ક્યાં રાંધતાં આવડે છે? તમારે હવેથી મારે ત્યાં જ ખાવાનું છે.' ત્યારથી મહારાજ જ્યાં સુધી ત્યાં રહ્યા ત્યાં સુધી એમને ત્યાં જ જમ્યા. અને જ્યારે જ્યારે કઠાણા જવાનું થાય ત્યારે ત્યારે એમનો ઉતારો એમને ત્યાં જ હોય. લાંબે ગાળે મહારાજ એમને મળે ત્યારે એ માતાની પેઠે એમને માથે હાથ ફેરવે. મહારાજ જેલમાંથી છૂટ્યા પછી પણ એમને મળી આવે ત્યારે એમને ચેન પડે.

## વટાદરામાં ચોરી

એજ અરસામાં વટાદરાના એક શેઠની તલની ગુણ ચોરાઈ. મહારાજને નવ દિવસના ઉપવાસ થયા, પણ ચોરનો પત્તો ન લાગ્યો. એક જણ જાણતો હતો કે ચોરી કોણે કરી છે, પણ એણે જોયું કે પોલિસની બીકથી (ચોરીમાં પોલિસનો પણ હાથ હતો) ચોર ગુનો કબૂલ કરી શકવાનો નથી અને મહારાજના ઉપવાસ તો ખેંચાયે જ જતા હતા. એ એનાથી સહન થતું નહોતું. એટલે નવમે દિવસે રાત્રે એણે મહારાજ પાસે જઈ કહ્યું, 'મહારાજ, ચોરી મેં કરી છે. મુદ્દામાલ જમીનમાં દાટવાથી કહોવાઈ જઈ નાશ પામ્યો છે. એની કીંમત પેટે લો આ ૩૦ રૂપિયા.' આમ એણે જૂઠું બોલીને મહારાજના ઉપવાસ છોડાવ્યા. પણ દોઢેક મહિના બાદ એમને જ્યારે સાચી વાતની ખબર પડી ત્યારે બહુ દુઃખ થયું.

મહારાજ જ્યાં જતા ત્યાં નવા નવા પ્રેમસંબંધો શિક્ષા કરતા હતા. એમનાં ત્યાગભાવના, સેવાપરાયણતા તથા અનુભવજ્ઞાન જોઇને જે કોઈ એમના પરિચયમાં આવતું તે પલટાવા લાગતું. જેમ કઠાણામાં એમને ઈચ્છાબા જેવાં માતા મળી ગયાં એમ રાસમાં ભક્તહૃદય અને જબ્બર હિંમતવાળા આશાભાઈ જેવા એકનિષ્ઠ સેવક મળી ગયા. જ્યારે જ્યારે મહારાજે સાથ માગ્યો હોય ત્યારે ત્યારે આશાભાઈ તૈયાર જ સમજવા. મહારાજની સલાહ વિના એક પણ ડગલું ન ભરવું એ આશાભાઈની ટેક છે.

આવા તો એમણે બીજા અનેક સંબંધો બાંધ્યા છે અને અનેકને દોરવણી આપી છે.

## હાજરી કઢાવી

**મહારાજ** એક વખત વટાદરાના મુખીના આગ્રહથી ત્યાં રાત રોકાયા. મુકામ ગામના ચોરામાં હતો.

આ ગામ ગાયકવાડી હદનું હતું. રોજ રાત્રે ત્યાંના ગુનેગારોની ચોરામાં હાજરી પૂરાતી હતી. હાજરી પુરાવવા માટે માત્ર પુરુષો જ નહિ પણ બહેનો અને બાળકો પણ એકઠાં મળ્યાં હતાં. મુખી નામ બોલતા જાય એમ આવેલ ભાઈબહેનો હાજરી પુરાવતાં જાય. વચ્ચે વચ્ચે અવાજમાં ફરક પડે એટલે મુખી મોઢું દેખાડી જવાનો હુકમ કરે. બહેનો પણ ખડખડાટ હસીને આ રીતે મોઢું બતાવે. આ દૃશ્ય જોઈને મહારાજના દિલમાં ભારે ઉકળાટ વ્યાપ્યો. એમના હૃદયમાં હાજરી બાબત ભારે મંથન ચાલી રહ્યું.

હાજરી પુરાઈ રહી એટલે એક અવાજ આવ્યો, 'અમે જઇએને ત્યારે ?'

મુખી બરાડયા, 'જાણતો નથી, આ મહારાજ આવ્યા છે ? એમને પગે પડો.' આ તોછડાઈ અને ગાળ સાંભળીને મહારાજને તો ભાલા ભોંકાયા. હાજરીવાળા તરફ ફરીને મહારાજે પૂછ્યું : 'આ બહેનોને હાજરી પુરાવવી પડે છે એથી તમને દુઃખ નથી થતું ?'

એક જણ બોલી ઊઠચો : બાપજી, એ તો સારું છે. આ રાંડો રિસાઇને એમને પિયેર નાસી જતી. હવે મીંઢું પુરાય

હવે સહીસલામત નથી. દારૂની લતે ચડેલા લોકો હાજરી જવાથી બેફામ બન્યા છે અને કંઈનું કંઈ ઊંધું મારશે એવો અમને ભય છે. માટે અમારી માગણી છે કે કાઢી નાંખેલી હાજરી ફરી ચાલુ કરવી જોઈએ. આ અરજી સરકારમાં જતાંની સાથે હાજરી ચાલુ થઈ ગઈ.

આ સાંભળી મહારાજ વટાદરા ગયા. એમને જોઈને મુખીએ લોકોને ઉદ્દેશીને કટાક્ષ કર્યો : 'જુઓ તમારા મહારાજ ! એમણે તમારી હાજરી એવી કેવી કઢાવી કે પાછી આવીને ચોંટી !' મહારાજ એક પણ હરફ ઉચ્ચાર્યા વિના સીધા વડોદરા જવા ચાલી નીકળ્યા. ત્યાં ઘટતી જગાએ મળીને હાજરી કઢાવી નાંખવાનો હુકમ લઈને જાતે જ રાતોરાત ત્યાંથી ચાલતા ભાદરણ આવ્યા, ને ફોજદારને મળ્યા. એણે નાયબ ફોજદારને મહારાજની સાથે વટાદરા મોકલ્યા, અને એથી સાંજના પાંચ વાગ્યે એકેએક નામ હાજરીમાંથી નીકળી ગયાનું વટાદરામાં જાહેર થયું. ગામના મુખી અને પંચાયતના સભ્યો તો આભા જ બની ગયા !

મહારાજ પર ભરોસો મૂકતાં પહેલાં પોલિસ કમિશ્નરે એમના ઉપર પાકો પહેરો ગોઠવ્યો હતો. એ ગામડામાં શું કરે છે, લોકો સાથે શી વાતો કરે છે અને તેમની ઉપર એમની કઈ જાતની અસર પડે છે એ બધાંની એમણે ચાંપતી તપાસ કરાવી હતી. દીવાન સાહેબે પણ તેમને ચકાસી જોયા હતા. રૂબરૂમાં જ તેમણે પૂછ્યું હતું : 'કેટલું ભણ્યા છો ?'

મહારાજ : 'ગુજરાતી સાત ચોપડી જેટલું.'

દીવાન : 'કઈ જાતનું કામ કરવા માગો છો ?'

મહારાજ : ' પાટણવાડિયામાં ફરીશ ને શક્તિ મુજ
ધાર્મિક ઉપદેશ આપીશ. '

' દીવાન : ' તમને લાગે છે કે એ લોકો સુધરી શકશે
મહારાજ : ' શી ખબર ? અમારો બ્રાહ્મણનો ધંધો એ.
સુધરે કે ન સુધરે પણ પ્રત્યન તો એ જ કરીએ. એ
રાજ્યની મદદ હોય તો વળી વધારે કામ થાય. બહાર
બીજી કોઈ મદદ નહિ હોય તોય હું તો એકલો એકલો ૧
મથ્યા કરીશ. વડોદરા રાજ્યનું કે બ્રિટિશ હદનું ગામડું ૨
મન તો સરખાં જ છે. '

દીવાન (હસતાં હસતાં) : ' ગામડામાં ફરીને બળવો
નહિ જગાવો ને ? '

મહારાજ : ' મારું કામ ઉપદેશ આપવાનું ને સેવા કરવ
છે. લોકોમાં સાચી સમજણ ફેલાવવી એને હું મારો ધ
સમજું છું ને હું બળવો ફેલાવું તો મને કબજે કરવ
આપની પાસે ક્યાં ઓછી સત્તાઓ પડી છે ? '

' ઠીક, ઠીક, જાઓ, કમિશ્નર સાહેબને હું કહી દઇ
એ તમારા કામમાં મદદ કરશે. ' એમ કહીને એમણે હસ
હસતાં મહારાજને વિદાય આપી.

બીજે જ દિવસે કમિશ્નર સાહેબે મહારાજને કહ્
' દીવાન સાહેબ તરફથી મને સૂચના મળી ગઈ છે. (
બેફિકર રહો, અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત
મને મળજો.

આ પછી મહારાજનું કેટલુંક કામ સહેલું બની ગ
હાજરી કઢાવવાનું કામ આ પ્રસંગો પછી જ આગળ વ

લાગ્યું. ધીરે ધીરે બીજા અમલદારો સાથે પણ હવે મહારાજનો સંબંધ જોડાતો ગયો અને તેથી પ્રજાની નાનીમોટી અડચણો દૂર કરવાનું સુલભ બનતું ગયું.

એક વખત એક જણે મહારાજ પાસે રાવ ખાધી : 'બાપજી, વટાદરામાં ખાતર પડ્યું છે ને ફોજદારનો ડોળો અમારા ઉપર છે. મુદ્દામાલ જે ખેતરમાં પડ્યો છે એ ખેતરનો માલિક કહે છે કે એ એને વિષે કશું જાણતો નથી અને શંકા મારા ઉપર લાવે છે. તરત જ મહારાજ તેની સાથે ખેતરમા ગયા. તેમણે મુદ્દામાલની પોટલી ઉઠાવી અને ચોરામાં રજૂ કરી. પછી ફોજદાર આવ્યા. પણ મુદ્દામાલ મૂળ જગાએથી ખસેડાયો હોવાથી એણે વંકાઈને હાથ ન ધર્યો. મહારાજ તરત જ ગામના પાંચ આગેવાનોને લઈને સર ફોજદાર પાસે ગયા. મહારાજે મુદ્દામાલ રજૂ કરીને કહ્યું : 'વટાદરામાં ખાતર પડ્યું છે. ગામના આ પાંચ આગેવાનો હવે પછી ચોરી નહિ થવાની કબૂલાત આપે છે. ચોરી થઈ છે એનો આ મુદ્દામાલ છે. ફોજદાર સાહેબે એનો કબજો ન લીધો એથી આપની સમક્ષ રજૂ કર્યો છે. સર ફોજદારે મુદ્દામાલનો કબજો લીધો, અને તપાસ ચલાવી. મહારાજે પણ સાચી વાત મેળવવા પ્રયત્ન કર્યો. એક મહિના પછી એમને ખબર પડી કે ચોરીમાં ગામનો રાવણિયો જ સંડોવાયેલો હતો.

સાચી વાત મેળવીને મહારાજ વડોદરા પહોંચ્યા. તેમણે ત્યાં પોલિસ કમિશ્નરને મળીને કહ્યું : 'જો આ કેસ કાયદેસર કચેરીમાં ચાલશે તો એનું પરિણામ સારું નહિ આવે. સજા થવાથી રાવણિયો સુધરશે નહિ પણ આડે રસ્તે ચડી જશે.

વળી આ ગુનામાં એ સીધો દોષપાત્ર પણ નથી. એટલે જો આ કેસનો નિકાલ આપ મને મારી રીતે લાવવા દો તો આપણે હાજરી કાઢીને જે સુધારા કરવા માગીએ છીએ એમાં એક ડગલું આગળ વધાશે,' સાહેબ કબૂલ થયા. એમણે કેસ કાઢી નાંખવાનો હુકમ કર્યો.

રાવણિયા પાસે ગુનો કબૂલ કરાવવા મહારાજને આઠ ઉપવાસ કરવા પડયા બીજે દિવસે રાત્રે એણે મહારાજ પાસે જઈને ગુનો કબૂલ કર્યો અને ખૂટતો માલ પણ સોંપી દીધો.

## ગાડીમાં ન બેસવાનો નિશ્ચય

મહારાજના મનમાં ઘણીવાર થતું કે રેલગાડી જ ઘણાં પાપોનું મૂળ છે. એવામાં પીંપળોઈની હાજરી કઢાવવા એમને વડોદરા જવાનું થયું. એમની સાથે વટાદરાનો એક જણ હતો. એણે પીપળોઈના એક ભાઈ પાસેથી મહારાજના પ્રવાસ માટે પાંચ રૂપિયા મંગાવ્યા. મહારાજે તે લીધા નહિ અને પાછા અપાવ્યા. આને પરિણામે જ મનમાં સંકલ્પ બંધાયો કે આજથી અમદાવાદ, વડોદરા અને ખભાતગોધરા સુધીની ગાડીઓમાં ન બેસવું. વર્ષો સુધી આ પ્રદેશની ગાડીઓમાં મહારાજે પગ ન મૂકયો. એક રીતે એમનું જીવન પ્રવાસી છે, પણ એ બધો પ્રવાસ પેદલ જ થવા લાગ્યો. આજકાલ જરૂર પડયે એ ગાડીમાં બેસે છે, પણ વખત હોય તો એ ગાડી કરતાં પગે ચાલી નીકળવાનું વધુ પસંદ કરે છે.

વટાદરાના રાવણિયાનું સમાધાન થયા પછી ત્રીજે દિવસે તે બેલગામની કોન્ગ્રેસમાં ગયા. ત્યાંથી આવ્યા પછી તે હાજરી કઢાવવાના કામમાં પરોવાયા. વાસણા ગામે એમણે ત્રણ ફેરા

ખાધા પણ લોક હાજરી કઢાવવા તૈયાર થયા નહિ. વાલવોડવાળાંએ પણ મહારાજને રગડાવ્યા. આમ અથાગ મહેનત કરવા છતાં નિષ્ફળતા મળતી હતી, છતાં તે હિંમત હારતા ન હતા. પણ જેમ સારો જવાબ મળવાની જગાએથી નિષ્ફળતા મળતી હતી તેમ કેટલીક અણધારી જગાએથી સફળતા પણ મળતી હતી. ઝઘુંદ ગામના લોક હાજરી કઢાવવા માટે ગાડું જોડીને મહારાજને તેડવા આવ્યા હતા.

## ફોજદારનાં બૈરીછોકરાં યાદ આવ્યાં

એક દિવસ પીપળોઈના પટણવાડિયાને ફોજદારે ખૂબ માર માર્યો. મહારાજ એ અંગેના નિવેદનો લઈને વડોદરા જઈ પોલિસ કમિશ્નરને મળ્યા. એમણે ફોજદારને તાર કરીને બોલાવ્યા. ફોજદાર તો ધ્રુજવાં જ લાગ્યા. એમને બરતરફ કરવાનો હુકમ છૂટવાનો થયો. આખી રાત મહારાજને ઊંઘ ન આવી. એમની નજર સામે ફોજદારનાં બૈરી છોકરાં તરવરવા લાગ્યાં. વહેલી સવારમાં મહારાજે પોલિસ કમિશ્નર પાસે જઈને પોતાનો ભાવ રજૂ કર્યો. એમનો આગ્રહ જોઈને કમિશ્નરે ફોજદારને બોલાવીને રૂબરૂમાં જ કહ્યું : 'જુઓ, આ રવિશંકર મહારાજના આગ્રહથી જ હું આ વખતે તમને જતા કરું છું. હવે પછી ધડો લેજો.'

આ પછી પીપળોઈના નામ હાજરીમાંથી નીકળી ગયાં. ચાર ચાર ચાંટા ખાવા છતાં જે વાસણા તૈયાર નહોતું થતું એ પણ હવે હાજરી કઢાવવા બે વાર આવી ગયું. એનાં નામો ગયાં. ધર્મજ અને કણછટ પણ તૈયાર થયાં.

કણુઝટની હાજરી નીકળ્યા પછી એનો ચેપ એવો ફેલાયો કે થોડા દિવસમાં આખા ભાદરણ તાલુકાની હાજરી નીકળી ગઈ.

મહારાજની સમજૂતીથી કિંખલોડના પાટણવાડિયાઓએ હાજરી કઢાવી નાંખવાનો ઠરાવ કર્યો, પણ એક નામ અપવાદરૂપે બાદ રાખવાનું સૂચવ્યું. લોકોએ મહારાજને કહ્યું: 'એ એનો ધંધો છોડે એમ નથી. ઠેઠ મુંબઈ જઈને ચોરી કરી આવે છે.' એમને થયું કે આખા ગામની નીકળે અને એની એકલાની જ ન નીકળે એ સારું નહિ. એમણે સીધા વડોદરે જઈ પોલિસ કમિશ્નર પાસે આ પ્રશ્ન મૂક્યો. પોલિસ કમિશ્નરે કહ્યું: 'જો એમ જ હોય તો એનું નામ હાજરીમાંથી પહેલું કઢાવવું જોઈએ. આપણે એને નોકરીમાં રાખી લઈએ, પણ એની ચોરીની લત તો છોડાવવી જ જોઈએ. એ બાદ રહેશે તો એને નામે બીજા ચરી ખાશે.' છેવટે એકેએક નામ હાજરીમાંથી કમી કરાયાં.

થોડા વખત પછી લાલપરા, બ્રાહ્મણગામ અને ગંભીરાની હાજરી પણ નીકળી ગઈ. અને પછી આખો પેટલાદ તાલુકો પણ હાજરી વિનાનો થયો.

## યાદગાર સ્મરણો

**મહારાજ** પોતે કહે છે: 'ઈ. સ. ૧૯૨૩ થી ૧૯૨૮ વચ્ચેના ગાળાને મારા જીવનનો બહુ ઉન્નતિકાળ ગણું છું.' એ જમાનામાં એ પાટણવાડિયા કોમ સાથે એટલા ઓતપ્રોત થઈ ગયા હતા કે ખાતાંપીતાં, બેસતાંઊઠતાં અને રાત્રે સ્વપ્નામાં પણ એમને એમના જ વિચારો આવતા. એમનાં બાળકોને જોઈને એમને પોતાનાં બાળકો જેવું હેત ઉભરાય. એમના અન્યાય દૂર કરવા માટે એ ફાવે તેની સાથે ઝૂઝે. એ જમાનામાં એ એક જ પરિવ્રાજકની જેમ ઘૂમતા. આજે અહીં હોય તો કાલે ૧૫-૨૦ માઈલ દૂરને ગામે પહોંચ્યા હોય. કોઈ પણ ગામમાં કામ વિના દિવસનો એક પહોર પણ કાઢવો નહિ, એવો એમનો નિયમ હતો. આમ એમના પગમાં ચક્કર હતું.

એક વખત વડોદરાથી આવતાં એ ગંભીરામાં રોકાયા. ગામમાં પેસતાં જ છાપરી સુધારતા એક પાટણવાડિયાએ ઝટપટ નીચે ઊતરી તેમને રોકી પાડ્યા. તેનો હર્ષ માતો નહોતો. ઢાલતરવાર લટકતાં હતાં, એ સિવાય ઘરમાં કશો વૈભવ નહોતો. સ્થિતિ છેક ગરીબ હતી. મહારાજને બેસાડી એ વાલિયાને ત્યાંથી એમને માટે દાળચોખા લઈ આવ્યો. મહારાજ ખીચડી પકાવતા હતા, એટલામાં ગામના કાર્યકર શ્રી છગનભાઈ આવી પહોંચ્યા. એમણે પૂછ્યું: 'ગામમાં બીજું કોઈ ઘર ના મળ્યું?' મહારાજે કહ્યું: 'આ ઘર શું ખોટું છે?'

બધા બેઠા હતા એ છાપરીની સામે જ કેટલાંક છોકરાં દારૂનાં પીઠાના થાળા પાડવાની રમત રમતાં હતાં. જે દશ્યો એમને રોજ જોવા મળતાં હતાં એનું એ અનુકરણ કરતાં હતાં. જમીને ગામમાં જતાં મહારાજે છગનભાઈને પૂછયું: કોઈ વખત તમે આ રસ્તે આવેલા?' એમણે કહ્યું: 'ના, આ પહેલી જ વાર.' મહારાજે કહ્યું: 'ત્યારે મારા જેવાએ અહીંજ ઊતરવું જોઈએ. તો જ તમારા જેવા કોઈક દિવસ અહીં આવે અને અહીંની હાલત જુએ.'

એક વખત મહારાજ જોષીપરા ગયા હતા. એક પાટણવાડિયો એમને તૂટેલી ખાટલીમાં ગોદડું પાથરી બેસાડીને જિંજરની બાટલી લઈ આવ્યો. મહારાજની સામે ધરીને એ બોલ્યો: 'લો મહારાજ, પીઓ. તડકે હેંડીને આવ્યા છો, પણ શરીર ટાઢું હેમ થઈ જશે. અમે પણ પીએ છીએ.' મહારાજે એને ધમકાવ્યો: 'અલ્યા, ખાવા અન્ન મળે નહિ અને આવા પૈસા બગાડો છો? જા, ફોડી નાંખ.' પછી બધાંને મીઠો ઠપકો આપતાં સમજાવ્યું કે આમ નાહકના પૈસા વેડફી નાંખ્યા કરતાં ઘીદૂધનો છાંટો ખાધો હોય તો સારો. આ નાનાશા પ્રસંગે એમના મનમાં આખી રાત અનેક વિચારો જન્માવ્યા. એમને થતું કે આ ભણેલા અને વેપારી લોકોની લુચ્ચાઈ છે. એમને કાળ ચડયો ને થયું કે આ તો ખૂન કરતાં ય ભયંકર છે. ઇંદ્રિયવિલાસી લોકોએ આ બધી ઇન્દ્રજાળનો ફેલાવો કર્યો છે.

કિખલોડ પાટણવાડિયાઓની સભામાં મહારાજ બેઠા હતા. કોમના અનેક પ્રશ્નો ચર્ચાતા હતા. એમાં ચોરી

છોડવાની વાત પણ આવી. એકે કહ્યું: 'મહારાજ, આપણી નાતમાંથી હવે ચોરી ગઈ છે, પણ આ ફૂલો વાવેય એની ટેવ છોડતો નથી.' મહારાજે ફૂલાને બોલાવ્યો અને પૂછ્યું: 'કેમ ફૂલાભાઈ! હજી તમે કેમ મંડયા રહ્યા છો?' એણે હાજર જવાબ આપ્યો: 'બાપજી, તમે ક્યારે મારે ઘેર આવ્યા અને મેં તમારું કહ્યું ન માન્યું? કાલે મારે ત્યાં પધારો. જમવાનું પણ મારે ત્યાં જ.'

બીજે દિવસે ફૂલાને ખેતરે ગયા. એનું ઘર ખેતરમાં હતું, પણ સાફ સુઘડ હતું. આંગણામાં સુંદર ભેંસો, બળદ વગેરે જોઈને એમને આનંદ થયો. રાત્રે વાળુ કર્યા પછી આખું કુટુમ્બ મહારાજ આગળ બેઠું. મહારાજે સુખી કુટુમ્બ જોઈ રાજી થઈને પૂછ્યું: 'ફૂલાજી, આજ સુધીમાં કેટલી ચોરીઓ કરી હશે?' ફૂલાજીએ કહ્યું: મહારાજ, એની શી ગણતરી? સેંકડો કરી હશે.'

મહારાજ: 'તમે આટલી ચોરીઓ કરો છો છતાં આવી આબાદી ભોગવો છો એમાં તમારાં પૂર્વનાં સત્કર્મો કામ કરે છે. બાકી માણસને કરેલાં કર્મ ભોગવવાં જ પડે છે.'

ફૂલાજી: 'મહારાજ, આજ સુધી મેં કોઈની માદીકરી સામે કૂડી નજર નથી કરી, કોઈનો વિશ્વાસઘાત નથી કર્યો કે કોઈને દગો નથી દીધો, પછી ભગવાન મારી ઉપર રાજી કેમ ન રહે? ચોરી એતો મારી ખેતી છે. જેટલું જોખમ વહોરું તેટલું મળે. મહારાજ, વિચાર તો કરો કે કોઈ દિવસ જે મહોલ્લામાં ગયો ન હોઉં ત્યાં જાઉં, પેટીપટારા પડયા હોય એ ઓરડામાં જ પહોંચું, જણસ પડી હોય એ કોઠલામાં જ

મારો હાથ જાય, હાથમાં વીંછી કે સાપ ન આવતાં જણસ જ આવે, આનુ શું કારણ? રોજ જે પેટીપટારાને કાળજીથી તાળાં વસાતાં હોય તે તે દિવસે ભૂલથી તાળાં વિનાનાં રહી ગયાં હોય. એ ભૂલ કોણે કરાવી? અમે જાણીએ નહિ એ રીતે લખમી આપો આપ અમારા હાથમાં આવે એવું કેમ બનતું હશે? લખમી તો ધનવાનોના ઘરમાં ગોંધાઇ રહેવાથી અકળાઇને બૂમો પાડતી હોય છે કે મને અહીંથી છોડાવો, છોડાવો. અમે તો એ લખમીને લાવીને પહોળી કરી નાંખીએ. મારા જેવા એ લખમીને છોડાવે એમાં પાપ શું કર્યું?'

આ બધી વાતો સાંભળીને મહારાજને स्तेनेभ्यो नमः । तस्करेभ्यो नमः । એ યજુર્વેદનો મત્ર યાદ આવ્યો. એમને એમ થયું કે એના કહેવામાં તથ્ય નહોતું એમ પણ શી રીતે કહેવાય?

આ બધી લાંબી વાતો પછી મહારાજે એને સમજાવ્યું કે, 'તમે ગમે તેમ માનો પણ તમારુ કામ સારું નથી. કેમકે બધા એમ કરે તો આપણો સમાજ ટકે ખરો? એટલે આજે તો હું તમારી પાસે ખાત્રી લેવા આવ્યો છું કે હવે પછી તમે ચોરી નહિ કરો. અને આજે તમારે હવે શાની ખોટ છે? આ છોકરાં છૈયાંની લીલી વાડી છે ને ખાવા માટે ભગવાને રોટલા આપ્યા છે. હવે જો આ છોકરાઓનું ભવિષ્ય સુધારવું હોય તો તમે ચોરી છોડો, અને આ છોકરાઓને પણ ચોરી ન કરવાનું કહો.'

મહારાજની આટલી વાત સાંભળ્યા પછી હાથજોડીને એ બોલ્યો: 'મહારાજ, તમારી આજ્ઞા છે તો જાઓ હવેથી

હું સદંતર એ કામ છોડું છું. આ ચાર છોકરાઓ પણ નહિ જાય. છોકરાઓ, આ મહારાજ પાસે પાણી મૂકો.'

મહારાજ આ પ્રમાણે એક કુટુમ્બમાં પલટો આણીને છૂટા પડયા, ત્યારે એ ઘરનાં બધાં ફરી એમને પગે પડયાં અને મહારાજે પ્રસન્ન થઈને એમની વિદાય લીધી. આખું કુટુમ્બ સુધરી ગયું.

એક ગામમાં મહારાજ પાટણવાડિયાઓના વાસમાં બધા સાથે વાતોમાં એવા પડી ગયા કે એક વાગી ગયો છતાં ખબર ન પડી. એક જણે કહ્યું: 'આ તો બાર પર બે વાગી ગયા. મહારાજનું જમવાનું તો કંઈક કરો.' ઘર માલિક ગરીબ હતો, પણ ગમે ત્યાંથી દાળચોખા લઈ આવ્યો. મહારાજે ઓસરીમાં ખીચડી બનાવવા માંડી. એ વખતે બહારની ફળીમાં એમણે વાત થતી સાંભળી: 'ઘીનું શું કર્યું?' ઘરધણીએ જવાબ આપ્યો કે, 'મારે ત્યાં તો ઢોળું છે નહિ.' પૂછનારાએ કહ્યું કે, 'મારે ત્યાં ઘી તો હતું પણ આજે સવારે વાણિયાને ત્યાં બધું આપી દીધું. ભાઈજીભાઈને ત્યાંથી વાડકીમાં ઊછીનું લઈ આવને! પછી આપી દેવાશે.' દબાયેલે અવાજે થતી આ વાત અસ્પષ્ટ રીતે મહારાજને કાને પડી. આ વાતોએ મહારાજના મનને ચકાવે ચડાવી મૂકયું. એ જમવા બેઠા એ વખતે એમની સામે એક વાડકીમાં ઘી પણ મૂકવામાં આવ્યું હતું, પણ મહારાજે એમાંથી આંગળી વડે ખીચડી ઉપર ઘીનાં છાંટણાં નાખી લીધાં. એ રીતે ઉછીનું આવેલું ઘી મહારાજથી ખાવાનું બને એમ નહોતું.

આવી ગરીબાઈ જોઈને કેટલીક વખત મહારાજને બહુ

દુઃખ થતું પણ આવી ગરીબાઈ વચ્ચેય એમનાં ખાનદાની તથા ભાવ જોઈને એ પ્રજા માટે એમનું હૃદય અડધું અડધું થઈ જતું. અડધી રાતે એ કોમનું કામ કરવાનું આવે છતાં મહારાજને એમ ન થતું કે આ ક્યાંથી આવ્યું? હાજરી કઢાવવા માટે એમને અઠવાડિયે સો, સવાસો માઈલની પેદલ મુસાફરી પણ થતી. ખાવા માટે ખીચડી મળે કે રોટલો, પણ એમનું કામ થંભતું નહિ. કોઈ કોઈ વાર મહારાજ માત્ર વાલની પાપડીભેર પણ રહેતા. મોટે ભાગે એ એમની મુસાફરી રાતના કરવાનું વધુ પસંદ કરતા. શરૂ શરૂમાં એ વડોદરા જાય અને રાત પડી ગઈ હોય તો રાતના કોઈને ઊઠાડવાને બદલે ફેરકૂંડા આગળ બાંકડા ઉપર જ સૂઈ રહે. એક વાર રાત્રે એ આમ સૂતા હતા ત્યાં આવીને એક પોલિસે એમને જગાડયા અને ઓળખાણ માગી. મહારાજે કહ્યું કે ઓળખાણ તો પોલિસ કમિશ્નર સાહેબની છે. પછી તો બીજી ઘણી વાતો એની સાથે થઈ અને એ મહારાજનો ભક્ત બની ગયો.

પણ મહારાજ કહે છે કે, 'રાતવરત પેદલ ચાલીને જે મીઠા સંબંધો બંધાયા, લોકોનાં સુખદુઃખ જોઈને અને એમાં સહાનુભૂતિ બતાવીને મેં જે જીવતો સંપર્ક કેળવ્યો અને લોકોનો અવર્ણનીય પ્રેમ અનુભવ્યો એ ગાડી ગાડામાં બેસીને ફર્યો હોત તો કદી ન મેળવી શકયો હોત.'

## રેલસંકટ

### સુંદરણામાં

ઈ. સ. ૧૯૨૭ ના ચોમાસામાં મહારાજ સુંદરણાની હાજરી નીકળી ગયાની ખબર આપવા તે ગામે ગયા હતા. રાતે એક પાટણવાડિયાને ઘેર રહ્યા. રાતે વરસાદ એવો ધોધમાર પડવા લાગ્યો કે મહારાજ ઊતર્યા હતા એ ઘરની ઓસરીમાં ભેજ આવી ગયો. મહારાજ ટૂંટિયું વાળીને બેઠા હતા. એટલામાં તો કડડડ કરતોકને ઘરનો કરો પડ્યો. થોડી વાર પછી પછીત પડી. મહારાજ અને ઘરનાં બધાં સાજા ખૂણામાં ભરાયાં. વરસાદ તો અટકતો જ નહોતો. સવાર થઈ છતાં એ તો ચાલુ જ રહ્યો. ઘરધણીએ કહ્યું, 'મહારાજ, તમારે કાલનો ઉપવાસ છે માટે ખાવાનું કરો.' મહારાજે કહ્યું કે, 'તારું તો બધું પડી ગયું છે. આ ઊભા છીએ એટલી ઓસરી સાજી છે છતાં મારી શાને ચિંતા કરે છે?' એમ છતાં એ ખીચડી લાવ્યો અને મહારાજે રાંધી ને ખાધી. પણ વરસાદ તો અટકતો જ નથી. પાણી વધતું જ જાય છે. લોકો ભેગા થયા ગામ તણાઈ જવાનો ભય ઊભો થયો. એકે કહ્યું કે, 'રેલવેનું ગરનાળું તૂટે તો ગામ બચે. ચાલો, સ્ટેશન માસ્તરની રજા લેવા જઈએ.' મહારાજે કહ્યું કે, અત્યારે રજા લેવા ન જવાય. ગરનાળું તોડી નાંખો. ગુનો થતો હશે તો મારે માથે.' લોકોએ ગરનાળું તોડ્યું એટલે પાણી ઊતરવા લાગ્યું.

**વટાદરામાં**

ત્યારબાદ મહારાજ વરસતા વરસાદમાં અને છાતી સમાણાં પાણીમાં ચાલતા વટાદરા પહોંચ્યા. ભાગોળે તરામણું પાણી થઈ ગયું હતું અને પાટણવાડિયા વગામાં તો સોમાંથી ફક્ત ચાર જ મકાન ઊભાં હતાં. આ દૃશ્ય જોઈને મહારાજના દુઃખનો પાર ન રહ્યો. એમની આંખમાંથી આંસુ ખરી પડયાં. પછી તો એમણે દોરડાની મદદથી લોકોને નજીકના ઊંચાણવાળા ખેતરમાં પહોંચવામાં મદદ કરી. કેટલાકને ગામના શેઠના ઊંચા મકાનમાં પહોંચાડયા. રાત કયારે પડી ગઈ એનીયે ખબર પડી નહિ. મહારાજ ટાઢથી ધ્રૂજતા હતા. રાતે એ વાડીલાલ શેઠને ઘેર પહોંચ્યા તો એમનું ઘર પણ પડું પડું થઈ રહ્યું હતું. એ જ વખતે એમણે એ ઘરને ટેકા આપ્યા અને ટકાવી રાખ્યું.

નજીકમાં જ ગુજરાતી શાળાના એક શિક્ષક રહેતા હતા. આગલે દિવસે એમની સ્ત્રીને પ્રસૂતિ થઈ હતી ને ઓરડામાં બાઈ સુતી હતી એજ ઓરડાની પછીત પડી. તરત એને બીજા ઓરડામાં ખસેડી. થોડી વાર થઇ ત્યાં એ બીજા ઓરડાનો કરો પડયો. એટલે ખાટલો ઊંચકીને ઓસરીમાં આણ્યો. આ દૃશ્ય જોઈને મહારાજને થયું : 'ઇશ્વરે શું ધાર્યું હશે ?' માસ્તર તો ગભરાઈને સૂંઢમૂંઢ થઈ ગયા હતા. એમને રાંધતાં પણ આવડતું નહોતું. મહારાજ આખી રાત ત્યાં રહ્યા. તેમણે પેલી બાઈ માટે શીરો શેકી આપ્યો અને છાપરાને ટેકા ગોઠવી આપ્યા.

ત્રીજા દિવસની સવાર પડી, એટલે વરસાદ નરમ પડયો.

દસ વાગ્યા સુધીમાં એ તદ્દન બંધ થઈ ગયો. આ મહારાજે અનુભવેલું પહેલું દશ્ય હતું. પણ ગામે ગામ રેલે હાહાકાર મચાવી મૂકયો હતો. જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ રેલથી થયેલા ભયંકર નુકસાનોની ખબર પડવા લાગી. એ વખતની ગરીબ લોકોની વિતકકથાઓ સાંભળી જાય એવી નહોતી. સરદાર વલ્લભભાઈએ તરત જ બધે રાહત કાર્ય શરૂ કરાવી દીધું. મહારાજને પણ જલદી બોરસદ જવાનો તાર મળી ગયો.

એ બોરસદ પહોંચ્યા. દરબાર સાહેબે એમને કહ્યું, 'તમે કાંઠાવિભાગ સંભાળી લો અને લો આ દસ હજાર રૂપિયા લેતા જાઓ.' મહારાજે કહ્યું કે, 'હું રાહતકાર્યમાં તો સાથે જ છું, પણ આ નાણા નહિ લઉં. એનો હિસાબ કિતાબ રાખવાનું કામ મને ફાવે નહિ.' દરબાર સાહેબે કહ્યું, 'એ રીતે ફાવે તો એમ કરો, પણ નાણાંને અભાવે લોકોને રાહત ન પહોંચે એવું ન થવું જોઈએ.'

## રાહતકાર્ય

પછી મહારાજે વટાદરા જઈ વાડીલાલ શેઠને વાત કરી. શેઠે કહ્યુ કે નાણાં પૂરતા પ્રમાણમાં હશે તો જ લોકોને રાહત પહોંચી શકશે. તમે રૂપિયા લાવવાની ના શા માટે પાડી ? જાઓ હજી રૂપિયા મળે તો લઈ આવો, હિસાબ કિતાબ હું રાખીશ અને કહેશો તે બીજી મદદ પણ કરીશ.' તરત જ મહારાજ બોરસદ જઈને ત્રણ હજાર રૂપિયા લઈ આવ્યા અને અનાજની દુકાનો શરૂ કરાઈ. શેઠે એક વેપારીને શોભે એવી ચીવટથી અને એક પાઈના પણ સ્વાર્થ વિના કામકાજ

ગોઠવવા માંડ્યું. બીજી પણ ઘણી મદદો આવી. એ બધીનો યોગ્ય ઉપયોગ વાડીલાલ શેઠની મદદથી કરી શકાયો.

વટાદરાના જ એક બીજા શેઠ સાંકળચંદે પણ ધંધાને થોડી વાર બાજુએ મૂકીને ગામનાં પડી ગયેલાં મકાનો ચણાવવા માટેની ઈંટો પડાવવાની એક સુંદર યોજના ઘડી કાઢી. એ જાહેરના કશા કામમાં ન પડે પણ આ ઈંટના કામમાં એવા ઊંડા ઊતર્યા કે એમણે ગામના જ પાટણવાડિયા અને કુંભારો પાસે અગિયાર લાખ ઈંટો પડાવી. આ લોકોને એમાંથી રોજી મળી. આથી ગામને એકંદરે સારો લાભ થયો. બીજા ગામવાળા પણ એનું અનુકરણ કરવા લાગ્યા.

આમ મહારાજે પોતાના વ્યક્તિગત સંપર્કથી જીતી લીધેલી કેટલી ય વ્યક્તિઓને જાહેર કામમાં સેવા આપતી કરી.

આખું જલસણ ગામ જળબંબાકાર થઈ ગયું હતું. પાટણવાડિયાનું એક પણ મકાન ઊભું રહ્યું નહોતું. મહારાજે એમને મળી અધઅધમણ ચોખા આપી, કપડાંની વ્યવસ્થા કરી આપી. પણ આ લોકોએ રહેવું ક્યાં એ જ મુખ્ય સવાલ હતો. ઘરો બાંધવા માટે બે વીઘાનું એક સુંદર ખેતર પસંદ કરવામાં આવ્યું. પણ પાટણવાડિયાને આવી સરસ મોકાની જમીન ઘરો બાંધવા માટે મળે એ પાટીદારોને ગમ્યું નહિ. પરિણામે જમીન એક્વાયર કરાવવી પડી. પણ આથી કામ ઝઘડામાં પડ્યું અને રાહતકાર્ય ચાલ્યું ત્યાં સુધી કશો ઊકેલ ન આવ્યો. ૧૯૨૮ ની બારડોલીની લડતમાંથી પાછા આવ્યા બાદ મહારાજે મહામુશ્કેલીએ બધાંને સમજાવીને એ થાળે પાડ્યું, પણ રાહતકાર્ય બંધ થયેલું હોવાથી પેટલાદવાળા

ચંદુભાઈની પાસેથી મદદ મેળવીને એ મકાનો ઊભાં કરવાં પડ્યાં.

જોપીપુરા ગામમાં તો જમીનના ઝઘડાએ બહુ ઉગ્ર રૂપ લીધું હતું. રેલ વખતે પડી ગયેલાં પાટણવાડિયાઓનાં મકાન ચણાતાં હતાં તે ત્યાંના પાટીદારોએ રોકયાં ને ઘર દીઠ અઢી રૂપિયાના ભાડાની ને ઢોરનું છાણ આપવાની શરત મૂકી. આથી ત્યાં મકાનો ન બાંધતાં જમીન એકવાયર કરાવી તે પર બાંધવાનું મહારાજે પાટણવાડિયાઓને સમજાવ્યું. આમાં પણ ગામ લોકે આડાઈ કરી. આખરે ફોજદારની હાજરીમાં જમીન ઘર ખીલીઓ ઠોકવી પડી, આથી પાટીદારોએ પાટણવાડિયાઓનો વ્યવહાર બંધ કર્યો અને બજારેથી એમને માલ સુદ્ધાં પણ ન મળે એવું કરી મૂક્યું. આ વ્યવહાર પોલિસની મદદથી ચાલુ કરાવવો પડયો.

આવા બનાવોથી મહારાજને બહુ દુઃખ થતું. આપણા સમાજમાં કોમ કોમ વચ્ચે કેવાં વેરઝેર છે, ઉચ્ચ ગણાતી કોમો ગરીબ અને પછાત કોમો પ્રત્યે કેવા ભેદભાવ અને તુચ્છભાવ સેવે છે એનું ભાન થતું. આ પ્રસંગનું વર્ણન કરતાં એ કહેતા, ‘ થોડા મહિના પહેલાં કુદરત રૂઠી હતી ત્યારે હરિજન કે બ્રાહ્મણનો ભેદ નહોતો રહ્યો. મેં મારી સગી આંખે નદીમાં તણાતી ગંજી ઉપર માણસ અને સાપને એક બીજાની નજીક જ બચવા માટે તરફડિયાં મારતાં જોયાં હતાં. એ વખતે નહોતું કોઈ કોઈને ડંખતું કે નહોતું કોઈ કોઈને મારતું. આપણા સમાજમાંથી ચોરી, લૂંટ કે જાસા કાઢવાં હોય અને સુખશાન્તિ ફેલાવવાં હોય તો આપણી વચ્ચે

પડેલા આવા વિષમ ભેદભાવો હઠાગ્યે જ છૂટકો છે. એ કાઢવાનો ઈલાજ એક જ છે : સદ્જ્ઞાનનો ફેલાવો.'

## પરચણિયામાં .

રેલરાહત અંગે મહારાજ વગેરે પરચણિયા ગયા હતા. એ ગામમાં ચોરા સિવાયનાં બધાં જ મકાનો ભોંયભેગાં થઈ ગયાં હતાં. ઘરની બધી માલમિલકત, અનાજ સુદ્ધાં, પલળી ગઈ હતી. કેટલાંકને હવે તો ખાવું શું એની જ મૂંઝવણ ઊભી થઈ હતી. થોડા વખત પછી નાયબ સૂબાએ આવી સગી આંખે આ આફત જોઈ. એમને મદદ કરવાનું મન થયું એમણે મહારાજને કહ્યું, 'આ ગામમાં બધાં મકાન તુટી પડયાં છે તો આખું ગામ નવેસરથી સુંદર રીતે બાંધીએ. તમે મને મદદ કરશો ? બે હજાર રૂપિયા હું આપીશ, બે હજાર તમે લાવી આપો, ચાર હજારની સરકાર તરફથી તગાવી મળશે, આમ આઠ હજારમાં તો સુંદર ગામ બંધાય.' મહારાજને પણ એમની વાત ગમી. પછી નાયબ સૂબાએ ગામલોકોને મકાનો બાંધી આપવાની યોજના સમજાવી. બધા રાજી થયા.

ગામના મુખી તથા તલાટી બન્ને મુસલમાન અને સસરાજમાઈ હતા. બંને લાંચિયા હતા. એને અંગે નાયબ સૂબાએ તેમને અને લાંચ આપનારને પેટલાદ બોલાવ્યા. મહારાજની આ કામમાં મદદ માગી. તલાટીએ ત્યાં સાહેબને કહ્યું, 'મહેમદાવાદમાં હિંદુમુસલમાનોનો ઝઘડો ચાલે છે, અને અહીં પણ એવો ઝઘડો શરૂ થાય એ માટે રવિશંકર મહારાજ અમારે ગામ આવે છે ને લોકોને ઉશ્કેરે છે.'

આની અસર નાયબ સૂબા પર ન થઈ એમ ન કહેવાય. મહારાજ આવા ઝઘડા કરાવે એવા છે કે કેમ તે તેણે આડકતરી રીતે બીજાઓ પાસેથી જાણી લેવાનો પ્રયત્ન કર્યો. પછી જ્યારે સાહેબને મળવાનું થયું ત્યારે વાતવાતમાં મહારાજે સંભળાવી દીધું–'તમારું ખાતું વિચિત્ર છે. લાંચનું નક્કી કરવું હતું ત્યારે તમે મને હાથમાં લીધો અને મારાં છિદ્ર શોધવા તમે બીજાઓને પૂછયા કરો છો. એના કરતાં મને જ સીધું પૂછયું હોત તો હું પોતે જ બધું કહેત.'

નાયબ સૂબાએ એ પછી થોડે દિવસે પેલા તલાટીને ઘેર બેસાડયો ને આખા પેટલાદ તાલુકામાં હુકમ કાઢયો કે તગાવી વહેંચવામાં જે કોઈ લાંચ લેશે તે ઘેર બેસશે. આની અસર સારી થઈ.

## બારડોલી સત્યાગ્રહ

રેલસંકટનું કામ હજુ પૂરું નહોતું થયું એટલામાં તો બારડોલી સત્યાગ્રહ આવ્યો, અને સરદારની હાકલ પડી. પરચલિયાને આદર્શ ગામ બનાવવાની યોજના અધૂરી જ રહી જવા પામી.

બારડોલી તાલુકાની ફરી મહેસૂલઆંકણી થઈ. એમાં પચીસ ટકા મહેસૂલનો વધારો થયો. જે કારણો આપી વધારો કરાયો હતો તે લૂલાં હતાં. ગેરવાજબી વધારો બંધ રખાવવાનો કોઈ ઉપાય ન ચાલ્યો ત્યારે લોકોએ સરદારનું શરણુ શોધ્યું. એમણે પૂરી ચકાસણી પછી સત્યાગ્રહની હાકલ કરી. પછી એમણે ગુજરાતના ચુનંદા કાર્યકર્તાઓને બારડોલી બોલાવ્યા અને તાલુકાના વિભાગ પાડી એક એક વિભાગની જવાબદારી એક એક જણુને સોંપી દીધી. મહારાજને ભાગે સરભોણ વિભાગ આવ્યો હતો. એમને ૧૮ ગામોમાં ફરવાનું હતું. ત્યાંના લોકો એમને રવિશંકર કહીને બોલાવતા. થોડા વખતમાં તો રવિશંકરને ગામલોક સાથે એવો સંબંધ બંધાઈ ગયો કે લોકો એમને પોતાને ત્યાં જમવા બોલાવવા લાગ્યા. પણ મહારાજ તો સરભોણ આશ્રમમાં સ્વ. ડૉ. ત્રિભુવનદાસ જેઓ પોતાને ખર્ચે રહીને દવાખાનું ચલાવતા હતા, એમના કુટુંબ સાથે જ રહેતા અને જમતા.

## સરભોણમાં

એક વખત કોઈએ કટાક્ષ કર્યો કે, 'તમે બારડોલીના લોકોને લડાવવા આવ્યા છો, પણ એમાં તમારું શું જવાનું? નુકશાન થાય તો બારડોલીના લોકોને થાય, તમારે તો નહિ નાહવાનું કે નહિ નિચોવવાનું. આ સાંભળીને મહારાજ ઘડીભર તો સ્તબ્ધ થઈ ગયા. પછી એમણે સણસણતો જવાબ આપ્યો: 'અમે ખેડામાંથી આવેલા લોકો નાકવાળા છીએ સમજ્યાને! કાંતો અહીંથી કામ પાર પાડીને જઇશું, કે કાંતો વચ્ચે નર્મદા આવે છે એમાં ડૂબી મરીશું, પણ બૂચા થઈને પાછા નહિ ફરીએ.' આ પ્રસંગથી આવેલાઓને બારડોલીની લડત કેટલી મહત્ત્વની છે એનો પૂરો પરિચય થઈ ગયો.

સરદારે ફરમાન કાઢ્યું હતું કે એમના સિવાય કોઇએ જાહેર વ્યાખ્યાન કરવું નહિ, પણ એમના તરફથી મળતી સૂચનાનો પૂરેપૂરો અમલ કરવો. મહારાજે પોતાના વિભાગમાં બહારના સ્વયંસેવકો બહુ ઓછા રાખ્યા હતા, પણ સ્થાનિક ભાઈઓનો સાથ એમને ખૂબ મળતો હતો. અઠવાડિયે એક વખત સરદાર સાહેબ એમના વિભાગમાં આવે જ. મહારાજ કહે છે કે, એ વખતે એમની પાસે એક દિવસમાં તેર તેર સભાઓમાં વ્યાખ્યાન કરાવ્યાનું મને સ્મરણ છે.' આવી સતત કાળજીથી લોકોમાં બહુ સારી જાગ્રતિ આવવા લાગી.

સરકારનું રૂપ જેમ ઉગ્ર બનતું જતું હતું તેમ પ્રજાનું સંગઠન અને સરકાર સાથેનો અસહકાર પણ વધતાં જતાં હતાં. સરકારી કામ માટે અમલદારને વાહન મળવાં પણ

મુશ્કેલ થઈ પડ્યાં હતાં, તો પછી એમના કામમાં બીજા સહકારની તો વાત જ ક્યાં રહી ?

એક મોટરવાળાએ સરકારી સામાન પોતાની મોટરમાં લેવાની ના પાડવાથી પોતાનું લાયસન્સ ગુમાવ્યું. તેણે મહારાજ પાસે આવીને હસતાં હસતાં કહ્યું—'બળ્યું, નુકસાન થાય તો ભલે થતું, પણ લડત ચાલશે ત્યાં સુધી મોટર ચલાવવાનો નથી. બીજે દિવસે બીજાનું લાયસન્સ લેવાયું. એ પણ એટલા જ ઉત્સાહમાં હતો. આમ ડી. ડી. સી.નો સામાન ત્રણ દહાડા પડી રહ્યો. છેવટે પોલીસો ચાર ગાડાંવાળાને વેઠે પકડી લાવ્યા. ગાડાંવાળાને વેઠે પકડ્યા છે એ બાતમી મળતાં જ મહારાજ કચેરીએ પહોંચ્યા. ગાડાં કચેરીના દરવાજામાં જ છોડેલાં હતાં. તેમાં સામાન પણ ભરેલો હતો. મહારાજે ફોજદારને ગાડાંવાળાઓને વેઠમાંથી મુક્ત કરવાનું કહ્યું. પણ એ શાનો સાંભળે ? એટલે મહારાજે ગાડાંવાળાના બળદ છોડીને ચાલવા માંડ્યું. પાછળથી પોલીસે બીજાના બળદ લાવીને પણ એ સામાન ભરેલા ગાડાને રવાના કર્યું અને મહારાજને પકડવાનો નિર્ણય કર્યો.

**સજા થઈ**

મહારાજ તો કામ પત્યું એટલે સરભોણ પહોંચી ગયા. એ બેઠા બેઠા કાંતતા હતા એટલામાં પોલીસોથી ભરેલી એક મોટર આવી. મહારાજ સમજી ગયા કે એ મોટર એમને પકડવા આવી છે. પણ એમને કશી તૈયારી કરવાની હતી જ નહિ. એટલામાં લોકો પણ ભેગા થઈ ગયા, ને મહારાજ પોલીસની મોટરમાં બારડોલી રવાના થયા.

ત્રીજે દિવસે સાંજે એમને મામલતદાર સમક્ષ રજૂ કરવામાં આવ્યા.

મામલતદાર—તમે જામીન આપો તો છોડીએ.

મહારાજ—હું મારી જાતને હલકી માનતો હોઉં તો જામીન આપુ ને ?

મામલતદાર—તમને જણાવવામાં આવે તે તારીખે તમારી મેળે કચેરીએ હાજર થશો ?

મહારાજ—એમાં મને વાંધો નથી.

મામલતદારે તારીખ આપીને એમને છૂટા કર્યા. એ છ દિવસમાં મહારાજ પોતાનાં જાણીતાં બધાં ગામોમાં ફરી વળ્યા. અઠવાડિયું પૂરું થયે મહારાજ કચેરીમાં હાજર થયા. ન્યાયનું નાટક પૂરૂં થયે તેમને સાડા પાંચ માસની સજા કરાઈ.

## સાબરમતી જેલમાં

સુરત સબ જેલમાંથી મહારાજને સાબરમતી ખસેડ્યા ત્યારે એમને સાથીદાર તરીકે ભાઈ ચિનાઇ મળી ગયા હતા. જેલમાં બોરસદના શંકર બારૈયાએ વાત જાણી કે મહારાજ જેલમાં આવ્યા છે. એ વોર્ડર બન્યો હતો. એટલે એને ઘઉંના રોટલા મળતા હતા. એણે પોતાના ઘઉંના રોટલા મહારાજને મોકલ્યા. પણ મહારાજે તે પાછા મોકલ્યા ને કહેવરાવ્યું કે અમને જે મળે એ જ બરાબર છે. થોડા દિવસમાં મહારાજની જેલમાં જ ત્રણ જગ્યાએ બદલી થઈ. એમને થયું કે આ જેલ પણ ધર્મશાળા છે. અહીં પણ થોડી થોડી મુદતે રહેઠાણ બદલાય છે !

આઠ દિવસ પછી એમનો ચેરો (શેરો) થયો. મહારાજને ચક્કી અપાવવામાં આવી અને છોટા ચક્કર નં. ૩ માં રાખવામાં આવ્યા. એ જ વોર્ડમાં ઝાંસીવાળા શ્રી. પરમાનંદ, સચ્ચાસિંહ વગેરે હતા. મહારાજ કહે છે—'પરમાનંદની પહેલી મુલાકાત થઈ ત્યારે એમણે હસતાં હસતાં નમસ્કાર કર્યા. ૧૮–૨૦ વર્ષના જેલનિવાસ પછી પણ એમનાં ઉત્સાહ, ઝનૂન અને હાસ્યથી ભલભલાને પ્રેરણા મળે એવું હતું. સામાન્ય કેદી સાથેનો એમનો સંબંધ એટલો સારો હતો કે દરેક કેદી એમના તરફ માનની નજરે જોતો. એમનાં ત્યાગ, ભાવના અને ચારિત્ર્ય ઉપર હું ખુશ થયો હતો.'

મહારાજને એમની ખોલીમાં ૩૮ શેર અનાજ દળવા આપવામાં આવતું. પૂરાં પાંચ અઠવાડિયાં સુધી આ ક્રમ ચાલ્યો. એ તો રોજ પોતાની વરધી પૂરી કરે છે અને સારી રીતે જેલના દિવસ કાઢે છે. દર અઠવાડિયે સુપરિન્ટેન્ડેન્ટ રોન પર ફરવા આવે ત્યારે પણ એ તો એમનું કામ કરતા જ હોય. ન મળે કશી ફરિયાદ કે ન કરે બીજી કાંઈ વાતચીત. એક દિવસ એણે એની મેળે મહારાજની હિસ્ટરી ટિકીટ માગી અને એમાં ઘંટીને બદલે નાડાપાટીનો શેરો કર્યો. મહારાજ કહે છે કે, 'એ દિવસની રોન પછી હું દળવા ગયો પણ ઘંટી ચાલવાની જ ના પાડવા લાગી. જેમ ગાડું દેખીને ગુડા ભાગે છે એમ નાડાપાડીનો શેરો થયેલો જાણીને આવું થયું હશે.' બીજા દિવસથી એ નાડાપાટી વણવા લાગ્યા. ચાર દિવસમાં એ વાચ્યા પહેલાં એ પોતાની વરધી પૂરી કરતા થઈ ગયા.

મહારાજ રોજ સવારે ચાર વાગ્યે ઊઠી જતા, ઉપનિષદના મંત્રો બોલતા, પ્રાર્થના કરતા અને દાતણ કર્યા પછી સો બેઠકો ખેંચી કાઢતા. આટલું થતા સુધીમાં ઓરડીનું બારણું ઊઘડતું. મહારાજ પોતાને કામે બેસવાની જગા વાળી નાંખે એટલામાં કાંજી આવી જાય. કાંજી પીધા પછી એ કામે વળગે. અગિયાર વાગ્યે વીશી આવે ત્યારે એ કામેથી છૂટે. જમ્યા પછી અરધે કલાકે એ ફરી કામે લાગતા, અને વરધી પૂરી થયા પછી એ વાંચવા બેસતા. ફાજલ સમયમાં એ બીજા કેદીઓ સાથે હળતા મળતા પણ ખરા. આથી કેટલાક એમને ચાહતા થયા હતા. મહારાજને ઓળખાણ થઈ હતી એવો એક કેદી એક વખત ધોબીખાનામાં જઈને બ્લીચિંગથી એમનું પહેરણ ધોળું ફગ કરી લાવ્યો. પેલાએ તો મહારાજ પ્રત્યેના પ્રેમથી એમ કર્યું હતું. પણ મહારાજને આથી બહુ દુઃખ થયું કેમ કે એ તો એને ચોરી કરી એમ માનતા હતા. કેટલીક વખત કેદીઓ એમને રવિવારનો ગોળ કે મલિદો આપવા પણ આવતા. પણ મહારાજ બહુ પ્રેમપૂર્વક એ પાછું વાળતા.

એક દિવસ સુપરિન્ટેન્ડેન્ટે એમને ઑફિસે બોલાવી કેટલીક સામાન્ય પૂછપરછ કરી. એ પાછા આવ્યા ત્યારે એમના વૉર્ડરે એમને પૂછ્યું કે, 'તમારી પાસે માફીઆફી નથી મંગાવતા ને ? જો જો, માફી માગતા.'

મહારાજને એક ગુનેગાર કેદીમાં આવું સ્વાભિમાન જોઈને બહુ આનંદ થયો. એમણે પોતાની જાતને બહારની દુનિયાથી કાપી લીધી હતી એટલે તે પોતાની જેલની દુનિયામાં જ રત

રહેતા, ભાગે આવ્યું કામ કરતા અને ફાજલ સમયમાં અભ્યાસ કરતા. એમની આધ્યાત્મિક વૃત્તિનું આ એક લક્ષણ હતું.

એક દિવસ એ કાંજી પીને પોતાનું નાડીપાટીનું કામ શરૂ કરતા હતા, એટલામાં વૉર્ડરે આવીને બૂમ મારી કે, 'રવિશંકર શીવરામ કૌન હૈ ? ચલો, તુમ છૂટ જાતે હો, બિસ્ત્રા લે લો.' આમ અચાનક છૂટવાનું આવશે એની એમને કલ્પના પણ ન હતી.

**છૂટયા**

બારડોલી સત્યાગ્રહમાં પકડાયેલા આઠદસ જણ હતા. તે બધાને છોડી મૂકવામાં આવ્યા. બધા છૂટીને સાબરમતી આશ્રમમાં ગયા ત્યાં ગાંધીજીનો તાર હતો કે બધા છૂટીને આવે કે તરત પહેલી ગાડીમાં એમને બારડોલી રવાના કરજો.

મહારાજ વગેરે બારડોલી સ્ટેશને ઊતર્યા ત્યારે ખુદ ગાંધીજી એમનું સ્વાગત કરવા આવ્યા હતા. એથી એમના આનંદનો પાર ના રહ્યો. બારડોલીમાં એમનું ભાવભીનું સ્વાગત કરવામાં આવ્યું. એઓ જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં લોકોએ ઉત્સાહભેર એમને વધાવી લીધા. ગામેગામથી ૫૦-૧૦૦ ભેટ ધરવામાં આવી અને નાળિયેરના તો કોથળા ભરાયા.

સરભોણમાં ગમ્મત થઈ. મહારાજ જેલ ગયા ત્યારથી એક અનાવિલ મિત્રે દારૂ પીવો છોડચો હતો. મહારાજને આવેલા જાણીને એ હોંશભેર મળવા આવ્યો. એણે મહારાજને ભેટતાં ભેટતાં જણાવ્યું–' તું ગયેલો તે દહાડાનું પીવાનું છોડ્યું હતું તે

આજે એક પ્યાલી પીને આવ્યો છું.' મહારાજે હસતાં હસતાં જવાબ વાળ્યો કે, 'આવું જાણતો હોત તો હજુ મોટો આવત.'

બારડોલી સત્યાગ્રહની ઘણી સારી અસરો થઈ હતી, તેમાંની એક ત્યાંની રાનીપરજ કોમની જાગૃતિ હતી. એક વખત એક રાનીપરજ ભાઈએ ફરિયાદ કરી કે હું દારૂ નથી પીતો એટલા માટે જ સૂબા સાહેબે પારસીના ઘરમાં બોલાવીને માર્યો છે. આ સાંભળીને સરદારે મહારાજ તરફ નજર કરી. મહારાજે કહ્યું કે આવા કારણ સર એ મારે નહિ.

પછી એક વખત સૂબા સાહેબનો રસ્તામાં અચાનક ભેટો થઈ જતાં સરદાર સાહેબે વાત વાતમાં પેલા કિસ્સાની વાત પણ છેડી. સૂબા સાહેબે જણાવ્યું કે આપની પાસે આવેલી વાત બરાબર નથી લાગતી, પણ આપ આ રવિશંકર મહારાજને અમારા ગાયકવાડી વિભાગમાં મૂકો તો ઘણું સારું થાય.

## રાનીપરજ કોમ વચ્ચે

**સુરત** જિલ્લામાં અને આસપાસના પ્રદેશમાં થઈને રાનીપરજની વસ્તી ચાર લાખની છે. પણ એ ભલી ભોળી પ્રજાને એટલી કચડી મારી હતી કે એ કદી ઊભી થઈ શકશે કે કેમ એની જ શંકા આવતી હતી. શ્રી ચુનીભાઈ મહેતા અને જુગતરામ દવે જેવા ભેખધારીઓ ઈ. સ. ૧૯૨૧થી આ કોમમાં દટાઈ ગયા છે. ચુનીભાઈએ રેંટિયા દાખલ કર્યા, જુગતરામભાઈએ આશ્રમ સ્થાપીને એમની સર્વાંગી કેળવણીની યોજના કરી. ધીરે ધીરે એ કોમમાં નવું જ ચેતન આવવા લાગ્યું. પહેલાં એ કોમ કાળીપરજ કહેવાતી. ગાંધીજીએ એને રાનીપરજનું યથાર્થ નામ આપ્યું અને આજે એ નામ વ્યાપક થઈ ગયું છે.

### રાનીપરજમાં જાગૃતિ

બારડોલી સત્યાગ્રહના અરસામાં દારૂતાડી બંધ કરવાનું એક મોજું ઊપડ્યું હતું. લોકો દારૂતાડીને પીઠે પિકેટિંગ કરવા જતા તેથી પારસી લોકોની પીઠાની આવક ઘટી હતી અને તે અકળાયા હતા. રાનીપરજ પરિષદમાં ઊનાઈ મુકામે સરદાર સાહેબે બહુ તેજસ્વી ભાષણ કર્યું હતું. તેમણે એ કોમને ઉદ્દેશીને કહ્યુ કે, ‘ તમે વાઘની બોડમાં રહેનારા, તાડની ટોચે ચડનારા અને કુદરતને ખોળે સૂનારા બહાદુર લોકો છો. તમે

આ દારૂતાડીનાં પીઠાં ચલાવનારા પારસીઓથી કેમ ડરો છો? રાજ્યનો કાયદો કહે છે કે બચાવ કરવા માટે સામા થવું, કુદરતી કાયદો કહે છે કે હેરાન કરવા આવનારને વશ ન થવું પણ પ્રતિકાર કરવો. જો તમારા ઉપર કોઈ હાથ ઉગામે તો એનો હાથ જુદો કરી નાંખો ને! જો તમારી સામે કોઇ કુદૃષ્ટિ કરે તો એની આંખ કોતરી નાંખજો.' એ સભામાં એમણે પીઠાવાળાઓને પણ ચેતવણી આપી હતી કે, 'તમે ગરીબ લોકોને પરાણે દારૂતાડી પાઈને ચૂસી ખાઓ છો, પણ એટલું જાણી રાખજો કે આ મૂળ વતન રાનીપરજનું છે.

સત્યાગ્રહની લડત પછી આ કોમનો જુવાન વર્ગ કાંઈક કરવા માટે થનગની રહ્યો હતો. તેને દોરવણીની જરૂર હતી. સરદારનાં ભાષણોએ તેમનામાં અસ્મિતા પેદા કરી હતી. સરદારનાં ભાષણો સાંભળવા માટે એ લોકો ૩૦–૪૦ માઈલ ચાલીને પણ આવતા.

પીઠાવાળા પારસીઓના ઊહાપોહ અને લાગવગને પરિણામે વડોદરા રાજ્યે એક ફરમાન કાઢયું હતું કે પિકેટિંગ કરનારે તાડીના ઝાડ નીચે ન જવું અને પીઠાથી અમુક અંતરે ઊભા રહીને જ ચોકી કરવી. આને અંગે સોનગઢ, મહુવા, વ્યારા વગેરે ગામોમાંથી ૨૫–૩૦ રાનીપરજ સ્વયંસેવકો પકડાયા હતા.

હટવાડો

રાનીપરજ પ્રદેશમાં એવો રિવાજ છે કે ૮–૧૦ ગામ વચ્ચે અઠવાડિયે એકાદ હટવાડો ભરાય. માલ વેચનાર અને

ખરીદનાર ત્યાં આવે ને વેચેખરીદે. પીઠાવાળો પણ ત્યાં પીઠું ખોલે, લલચાવવાની ગોઠવણ કરે અને આવેલા લોક લલચાઈને તાડી પી ચકચૂર બને.

વ્યારા તાલુકાના દાંડ પારસીઓએ રાનીપરજ કોમને ફફડાવી મૂકવા માટે એક ઘાટ ઘડ્યો. એક હટવાડામાં એક રાનીપરજ બાઈને એમણે બે આના આપ્યા. તેણે બે આનાનો દારૂ લેવા જવું. એમ કરતાં સ્વયંસેવકો એને અટકાવે એટલે એણે હાથમાંથી ઠોચકું નાંખી દેવું. એ ફૂટી જાય એટલે એણે નીચે બેસી જઈ રડવા માંડવું. બાઈએ બે આનામાં દારૂની લાલચે આમ કર્યું. તેણે રડવા માંડ્યું કે તરત જ પારસી છોકરા ચોકી કરનાર અને ન કરનાર સર્વ પર સોટીઓ લઈને તૂટી પડ્યા. 'પારહા મારે છે, નાહો, નાહો.' એવી બૂમો મારી લોકો ભાગવા લાગ્યા. પણ એ જ કોમનો એક થોડું ભણેલો જુવાનિયો થોડા દિવસ પહેલાં જ સરદારનું ભાષણ સાંભળી આવ્યો હતો. તેના મગજમાં ગરમી આવી ગઈ. તેણે બૂમ મારી: 'નાહો છો શું? મારોને પારહાને.' આટલુ બોલીને તેણે એક પારસીના હાથમાંથી લાકડી ઝૂંટવી લઈને પારસીને જ ઝૂડવા માંડ્યો. આ જોઈને નાસતા લોકો થોભ્યા અને પારસીઓ પર તૂટી પડ્યા. આખો મામલો બદલાઈ ગયો.

નવસારીના સૂબાએ મહારાજની માગણી તો કરી જ હતી. એટલામાં મહુવા તરફ આ હટવાડાનો પ્રસંગ બન્યો, તેથી સરદાર સાહેબ પણ મહારાજને ત્યાં મોકલવા સંમત થયા.

હતી. આવી કચડાયેલી કોમને કંઇક રાહત પહોંચી એ વિચારથી મહારાજને પણ આનંદ થયો.

આ વખતે પ્રિન્સ પ્રતાપસિંહરાવ સોનગઢમાં વાઘના શિકારે આવ્યા હતા. એને અંગે કેટલાક રાનીપરજને ચાર ચાર આનાનું દનિયું આપીને આ જોખમના કામમાં રોકયા હતા. ૨૦–૨૫ ગાડાં પણ ત્રણ દિવસથી વેઠે પકડયાં હતાં. ખાવાનું કે બળદના ઘાસનું કાંઇ ઠેકાણું નહોતું. આ વાત જાણીને તે મહારાજ પ્રતાપસિંહરાવને મળવા તલપાપડ થઈ ગયા. એમને ખબર પડી કે ગાડાં પાસે ચિટનીસ વેઠે રેત મંગાવતો હતો. વહીવટદારે પણ મંગાવી હતી. આથી મહારાજે એમને મળીને તેમણે કેવું ગેરકાયદે કામ કર્યું છે એ સમજાવ્યું. આખરે વહીવટદારે ત્રણ દિવસનું સીધું અને ઘાસ આપવાનો હુકમ કર્યો.

બધું પતી ગયા પછી મહારાજે કહ્યું કે, 'તમારે તો ટાઢે છાંયે બેસીને હુકમ કરવાનો છે, પણ આ લોકોને કેટલું દુઃખ ભોગવવું પડે છે તે જાણો છો? વળી આ રાનીપરજ લોકોના કેસ તમારે ત્યાં ચાલે છે એની કેટલા વખતથી મુદત પાડયા કરો છો? તેના કરતાં કહી દેતા હો કે કેસ હમણાં ચાલવાનો નથી તો બિચારાઓને ઘરના ધંધા છોડીને ફેરે ફેરે ટાંટિયા તોડતા અહીં સુધી આવવું તો ના પડે?' ત્યાર પછી બીજી જ મુદતે કેસ ચાલ્યો અને બધા નિર્દોષ છૂટી ગયા.

આ પછી ઈ. સ. ૧૯૨૯ માં એમને પાછા ખેડા જિલ્લામાં આવવું પડ્યુ.. મહેમદાવાદ અને માતર તાલુકામાં

શિયાળુ પાકને બહુ નુકશાન થયું હતું, છતાં સરકાર પૂરું મહેસૂલ લેવા માગતી હતી. આથી સરદારે પંડ્યાજીને તથા મહારાજને ત્યાંની સ્થિતિની તપાસ કરવા મોકલ્યા. મહારાજે અને પંડ્યાજીએ પોતાનો રીપોર્ટ સરદાર સાહેબ તથા કલેક્ટર પર મોકલી આપ્યો. એ પછી કમિશનરે જાતે તપાસ કરવા ફરમાવ્યું. મહારાજ પણ સાથે ફરવા લાગ્યા. છેવટે સ્પેશ્યલ અધિકારી શ્રી ભટ્ટે તે વરસનું મહેસૂલ મુલત્વી રાખવા ઉપરાંત કાયમ માટે એ બે તાલુકાના મહેસૂલમાં ૨૫ ટકાનો ઘટાડો કરવાની ભલામણ કરી હતી. પણ એ જાહેરાત બહાર આવે તે પહેલાં તો દેશવ્યાપી લડત સામે આવતી દેખાઈ.

## મીઠાસત્યાગ્રહમાં

### સરદાર પકડાયા

**આ** અરસામાં સરદારે ભરુચમાં સરકાર સામે ભાષણ કર્યું. એ પરથી મહારાજને થયું કે હવે ગમે ત્યારે લડત આવી પડશે. પણ લડત શરૂ થાય તે પહેલાં સરદાર સાહેબ કાંઠાવિભાગમાં ફરી જાય તો સારું એવી ઇચ્છા રાસવાળા શ્રી આશાભાઈની હતી. સરદારશ્રીની સંમતિથી કનકાપુરામાં સભા રખાઈ. ત્યાં પહોંચવા માટે તે રાસ ગયા. રાસમાં અચાનક સભા થઈ અને સરદાર સાહેબને સરકારે ત્યાંથી જ પકડી લીધા. મહારાજે આ સમાચાર મહેમદાવાદ સાંભળ્યા. એથી એમને દુ:ખ થયું અને આનંદ પણ થયો. સરદાર પકડાયા એથી દુ:ખ અને લડત આવી એથી આનંદ. આ બનાવથી ગુજરાતના વાતાવરણમાં ગરમી આવી ગઈ.

મહારાજ તેમ જ પંડ્યાજી હવે ગાંધીજી પાસે સાબરમતી આશ્રમમાં આવી ગયા હતા. ગાંધીજી મીઠાસત્યાગ્રહનો વિચાર કરતા હતા. તેથી મહારાજ ધરાસણા જઈ બધી તપાસ કરી આવ્યા. એ પછી બધા સાથે મસલત કર્યા પછી ગાંધીજીએ દાંડીકૂચ કરવાનો નિર્ણય જાહેર કર્યો.

### દાંડીકૂચ

તા. ૧૨ મી માર્ચ ૧૯૩૦ ને રોજ આ મહાભિનિષ્ક્રમણ

શરૂ થયું. અસલાલી, બારેજા, નવાગામ, વાસણા, ડભાણ, નડિયાદ, બોરિયાવી, આણંદ, નાપા, બોરસદ અને રાસ થઈને એમની કૂચ કનકાપુરા પહોંચી. રસ્તે આવતાં બધાં ગામોમાં વીસવીસ અને પચ્ચીસપચ્ચીસ ગામોના લોકો ભેગા થતા હતા અને ગાંધીજીના મુખમાંથી ઝરતી વીરવાણી સાંભળી કંઈનું કંઈ કરી નાંખવાની ઝણઝણાટી અનુભવતા હતા. પ્રવાસમાં એક એક ગામ આગળ વધતા હતા, તેમ તેમ ગાંધીજીના મોઢામાંથી તેજના તણખા ઝરતા હતા: 'આ સામ્રાજ્યનો અંત લાવવા માટે મારો જન્મ થયો છે. હું જીવતો નહીં હોઉં તો મારા વિચારો પણ એનો અંત આણશે.' એમનાં એ દિવસોનાં ભાષણો મુડદાંને પણ બેઠાં કરે એવાં હતાં. પણ સરકાર એમને પકડતી નહોતી.

કનકાપુરા આગળ ખેડા જિલ્લો પૂરો થતો હતો. મહી ઓળંગે એટલે ભરુચ જિલ્લામાં પ્રવેશ થાય. ખેડા જિલ્લાના બધા કાર્યકરો તથા બીજી હજારોની મેદની ગાંધીજીને વિદાય આપવા માટે મહીની ભેખડો પર ટોળે વળી હતી.

મહારાજ આ પ્રસંગનું વર્ણન કરતાં કહે છે: 'રાતનો વખત હતો. બદલપુરના એક ભક્તહૃદય રઘનાથજીએ ગાંધીજીને નદી પાર કરાવવા માટે રૂ. ૪૦૦) ખરચીને એક હોડી ખરીદી હતી. એ રાતનું દૃશ્ય અનુપમ હતું. એક બાજુ ભેખડો પર હજારોની મેદની ઊભી હતી, કિનારે મશાલો અને તાપણાંનો પ્રકાશ પડતો હતો અને પાણીમાં ભાત ભાતના પડછાયા પાડતી ત્રણ હોડીઓ નદી પાર કરતી હતી. રામચંદ્રજી વનમાં ગયા અને ગંગા પાર કરી તેવો જ ધીરગંભીર આ પ્રસંગ હતો. રઘનાથભાઈ

નો ભાવ પણ રામાયણના પેલા ગુહક નાવિક જેવો જ હતો.

એ જ રસ્તેથી રાત્રે બાર વાગ્યે પંડિત જવાહરલાલ આવવાના હતા. તેમને લઈ આવવા માટે મહારાજ આવેલી હોડીમાં જ પાછા ફર્યાં હતા. જવાહરલાલ ત્રણ માઈલનો કાદવ ખૂંદીને રાતે બે વાગ્યે ગાંધીજી હતા ત્યાં પહોંચ્યા.

કૂચ દરમિયાન મુખીપણાનાં રાજીનામાં આપવા બાબત બોરસદ અને મહેમદાવાદ તાલુકા વચ્ચે હરીફાઈ ચાલતી હતી. એમાં બોરસદ તાલુકો આગળ ગયો. મહેમદાવાદનાં હવે બહુ થોડાં ગામડાંના મુખી બાકી હતા. મહારાજ ગામડે ગામડે ફરીને ગાંધીજીનો સંદેશો ફેલાવતા હતા.

## મહારાજ પકડાયા

તા. ૬ઠ્ઠી એપ્રિલને રોજ ગાંધીજીએ દાંડીતટે એક મૂઠી મીઠું ઉપાડ્યું, એની સાથે દેશભરમાં મીઠાનો કાયદો હતો ન હતો થઇ ગયો. દેશને ખૂણે ખૂણે મીઠાસત્યાગ્રહ શરૂ થઈ ગયો. મહેમદાવાદથી ૨૦ માઇલ દૂર લસુંદ્રાની ખારીમાં મહારાજ વગેરે સત્યાગ્રહ કરવા પહોંચી ગયા હતા. પહેલી ટુકડી મહારાજની આગેવાની નીચે જવાની હતી. એવું નક્કી કરાયું હતું કે આગેવાને મીઠું ન પકવવું પણ દોરવણી આપવા માટે પાછળ રહેવું. મહારાજની ટુકડી રાષ્ટ્રગીતો ગાતી ગાતી આગળ વધી તે વખતે તે નજીકની જ એક ટેકરી ઉપર ઊભા ઊભા બધું જોયા કરતા હતા. થોડી વારમાં ફોજદાર તથા પોલીસ ઈન્સ્પેક્ટર એમની નજીક આવ્યા, અને એમણે બીજા કોઈનું કશું નામ ન લેતાં એમને

જ પકડાયેલા જાહેર કર્યા.

મહારાજને ત્યાંથી મહેમદાવાદ લઈ ગયા. બે વર્ષની સજા અને ૨૦૦ રૂા. દંડ, ને દંડ ન ભરે તો વધુ ત્રણ માસની સજા ફટકારાઈ. ત્યાંથી એમને સાબરમતી લઈ ગયા. એ ત્યાં પહોંચ્યા તે પહેલાં તો બદલપુરમાં મીઠાસત્યાગ્રહ કરવા ગયેલા શ્રી દરબાર સાહેબ અને ગોકળદાસ બાપુને પણ ત્યાં પહોંચાડી દીધા હતા. રાસના આશાભાઈ પર કુંભારનાં માટલાંની ચોરીનો તદ્દન જૂઠો આરોપ મૂકી અઢી વરસની સજા કરીને તેમને પણ ત્યાં આણ્યા હતા.

## મહારાજ જેલમાં

મહારાજ કહે છે કે, 'હું સાબરમતીમાં આવ્યો ત્યારે સરદાર સાહેબ પણ ત્યાં જ હતા. થોડા દિવસ બાદ અમને બધાંને પણ સરદાર સાહેબવાળા વૉર્ડમાં જ લઈ જવામાં આવ્યા. ત્યાં પણ આખો દિવસ સરદાર સાહેબ કાંત્યા જ કરે. સવારસાંજની પ્રાર્થનામાં એ ભળતા. અમે એ ઓર્ડલીવાસને 'વલ્લભાશ્રમ' નામ આપ્યું હતું. અમે બધા 'બી' કલાસમાં હતા એટલે વલ્લભાશ્રમમાં અમારા દિવસો નિરાંતે જતા હતા. પછી પંદરવીસ દિવસે અમારી જેલ બદલી થઈ. અમારામાંથી ૧૫ ને યરોડા લઈ ગયા અને અમને વીસને નાસિક લઈ ગયા.'

મહારાજ કહે છે કે, 'આ નવી જેલના સુપરિન્ટેન્ડન્ટ મિ. ભંડારી તથા જેલર મિ. કટેલીએ અમારે માટે જેલની ઓરડીઓ વાળીઝુડીને સ્વચ્છ કરાવી રાખી હતી. દરેક ઓરડીમાં ગાદલું, પાથરણું, પુસ્તકની ઘોડી, થાળી, વાડકો,

પ્યાલો તથા લોટો આટલી ચીજો ગોઠવી રાખી હતી. આ યાર્ડમાં ૩૦ ઓરડીઓ હતી. એટલે આખો યાર્ડ અમારે માટે રોકવામાં આવ્યો હતો. આ નવો ઠાઠમાઠ જોઈને મને તો એમ જ લાગ્યું કે આ વખતે સરકારે અમને મહેમાન તરીકે જ જેલમાં બોલાવ્યા છે. અમને દરેકને રોજ ૧ શેર દૂધ, ૫ તોલા ઘી, તેલ, શાક, ઘઉંનો લોટ વગેરે 'બી' કલાસનો ખોરાક આપવામાં આવતો. એમાંથી અમે ઘરના જેવી જ રસોઈ બનાવી લેતા.'

મહારાજ સૌ સાથીઓમાં મોટા હતા ને પહેલાં જેલ ભોગવી ગયેલા હતા, તેથી તેમને જ સુપરિન્ટેન્ડેન્ટ સાથે વાત કરવા આગળ ધરવામાં આવતા. હજામત માટે શું કરવું એમ જ્યારે સુપરિન્ટેન્ડેન્ટે પૂછ્યું ત્યારે દર રવિવારે હજામને મોકલવા મહારાજે સૂચવ્યું. પણ સાથીઓ આથી ઊકળી ઊઠયા. એમને તો રોજ હજામત કરવી હતી. મહારાજે ફરી સુપરિન્ટેન્ડેન્ટ પાસે જઈને હજામ બે વખત આવે એમ ગોઠવ્યુ, પણ સાથીઓને સંતોષ ન થયો. પછી એક ભાઈએ સૂચવ્યુ કે અમારા સામાનમાંથી હજામતનો સામાન જ કઢાવી આપોને એટલે બધી પંચાત જ મટી જાય! બધાં પાસે હજામતનો સામાન છે એ જાણીને મહારાજને તો ભારે નવાઈ લાગી. આખરે એમણે એ વ્યવસ્થા કરાવી. વાળ હોળવાના દાંતિયા બાબત પણ આવી જ રમૂજ થઈ. એમણે તો સુપરિન્ટેન્ડેન્ટ પાસે સીસમના કાંસકા મંગાવરાવ્યા. પણ સાથીઓ તો આથી ચીડાયા. છેવટે બીસ્ત્રામાંથી દરેકના પોતાના દાંતિયા કઢાવાયા.

મહારાજ કહે છે કે, 'મારા સાથીઓ મને બીજી બધી રીતે માન આપતા પણ આવી બાબતોમાં હું એમને પાગલ લાગ્યો હોઈશ. મેં જેલઅધિકારીઓ પાસેથી સૂતર ઊકેલવાનું કામ માગી લીધું એ મારા સાથીઓને ન ગમ્યુ. અમારી દરેકની પાસે રેંટિયા હતા. સંધિ થઈ ને છૂટયા ત્યાં સુધીમાં અમે ઠીક ઠીક સૂતર કાંતી લીધું હતું.

સરકારે કેદીઓમાં ભેદભાવ ઊભો કરાવવા એ, બી ને સી એવા ત્રણ વર્ગ પાડયા હતા. અમે બધાએ 'સી' કલાસના કેદીઓની સહાનુભૂતિમાં 'બી' કલાસનો ખોરાક છોડીને 'સી'નો લેવા માંડયો હતો.'

**સંધિ**

સંધિ થઈ અને કાર્યકરો બહાર આવ્યા. એ વખતે લોકોમાં ખૂબ ઉત્સાહ હતો. સરકારનો કોરડો સખત વીંઝાતો હતો ત્યારે નાકરવાળાં ગામોએ ગાયકવાડીમાં હિજરત કરી હતી. રાસે નાકરમાં આગેવાની કરી હતી. આખું ગામ હિજરતે નીકળ્યુ હતું. સંધિ થઈ એટલે હિજરતીઓ ગામમાં પાછા ફરવા લાગ્યા. પણ રાસે હઠ કરી કે મહાત્માજી અમારા ગામમાં પ્રથમ પગ મૂકે ત્યાર પછી જ અમે ગામમાં જઈએ. છેવટે શ્રી મોરારજીભાઈ, સરહદના ગાંધી અબ્દુલગફારખાન તથા બીજા આગેવાનો સાથે વાજતેગાજતે રાસવાસીઓએ ગામમાં પ્રવેશ કર્યો. ત્રણેક દિવસ પછી ગાંધીજીએ રાસ આવી બધાંને અભિનંદન આપી સૂચવ્યુ કે રવિશંકરે હવે રાસમાં રહેવું જોઈએ. ત્યારથી મહારાજ રાસમાં રહેવા લાગ્યા. રાસ ગામના લોકોને પણ એથી ભારે હૂંફ મળી.

૧૯૩૦ની સ્વાતંત્ર્યલડત ચાલતી હતી ત્યારે વડદલાના

મુખીએ મુખીપણું છોડયું. પણ ત્યાંના જ એક પાટણવાડિયાએ કોઈનું ય નહિ માનીને એ મુખીપણું લીધું. આથી ત્યાંના પાટીદાર અને પાટણવાડિયા વચ્ચે તડ પડી ગઈ. મુખીપણું લીધા પછી થોડે દિવસે એક પાટણવાડિયાએ પેલા પાટીદાર મુખીનું ખૂન કર્યું. એમાં પેલા મુખીપણું લેનાર અને જમીનો રાખનાર ચાર જણનાં નામ પણ સંડોવવામાં આવ્યાં. કોર્ટનો ચુકાદો ઊલટો જ આવ્યો. નિર્દોષ પણ મુખીપણું લેનારને ફાંસીની સજા થઈ અને ખૂન કરનાર તથા બીજા પાંચને દેશનિકાલની સજા થઈ. સજા જાહેર થઈ તેને બીજે જ દિવસે મહારાજ વડોદરા જેલમાં જઈ પેલા ભાઈઓને મળ્યા. એમણે તેમને જમીનો રાખવા બદલ ઠપકો આપ્યો, અને નિર્દોષ છતાં ગુનેગાર ઠરવા બદલ ખેદ દર્શાવ્યો. થોડી સમજાવટ પછી જમીન રાખનારે જમીન પાછી આપવાનો કરાર કરી આપ્યો. એ લોકોએ મહાત્માજી ઉપર લેખી સંદેશો મોકલાવ્યો: 'અમે દેશની પવિત્ર લડતની વિરુદ્ધ પડવામાં ભૂલ કરી હતી, તે બદલ માફી માગીએ છીએ, અને અમારા તરફ કશો અભાવ નહિ રાખો એવી આશા રાખીએ છીએ.' એમની પાસેથી છૂટા પડીને મહારાજે એમની અપીલ નોંધાવી. એમાં સાતેય જણ નિર્દોષ છૂટી ગયા.

સાતેય જણ જેલમાંથી બહાર આવ્યા ત્યારે મહારાજે એમને પૂછયું, 'તમને લાગે છે કે તમારો પુનર્જન્મ થયો? માણસ જન્મે છે ત્યારે આગલા ભવનું વેર ભૂલી જાય છે. તમે ય જૂનું વેર ન રાખશો.' તેમણે કબૂલ રાખ્યું. બીજે દિવસે સવારે મહારાજ તેમને ગાંધીજીનાં દર્શન કરાવવા બોરસદ લઈ ગયા.

## રાસમાં

**આ** પછી મહારાજ ગાંધીજીના કહેવા પ્રમાણે રાસમાં જ સ્થિર થઈ ગયા. ત્યાંની જમીન પાછી મેળવવાનું તેમ જ ગામલોકોને બીજી રાહત પહોંચાડવાનું એમનું મુખ્ય કામ હતું. એ અરસામાં રાસમાં ૩૦૦ રેંટિયા ચાલતા હતા.

### ફરી લડત ઊપડી

સંધિ થઈ તે પ્રમાણે રાસની જમીન ખેડૂતોને હજી પાછી નહોતી મળી. રાજીનામું આપનાર મુખી તથા રાવણિયાને હજુ કામ પર ચડાવવામાં આવ્યા નહોતા. એટલામાં ગાંધીજીને ગોળમેજી પરિષદમાં લંડન જવાનું થયું. ત્યાં કાંઈ વળ્યું નહિ એટલે ગાંધીજી પાછા ફર્યા. તે મુંબઈ ઊતરે ત્યાર પહેલાં સરકારે પંડિત જવાહરલાલ તથા શેરવાણીને પકડી લીધા. મુંબઈ ઊતર્યા તે જ રાતે સરકારે ગાંધીજીને અને બીજા આગેવાનોને બધેથી એકી સાથે પકડી લીધા. ૧૯૩૦ ની માફક પ્રજાએ ફરી સત્યાગ્રહઆંદોલન શરૂ કરી દીધું. હજારો જેલમાં ગયા. દંડ, લાઠીરાજ, જપ્તીરાજ અને બીજા અત્યાચારોનો પાર ન રહ્યો.

### મહારાજ પકડાયા

રાસમાંથી મહારાજને અને આશાભાઈને ઝડપી લીધા હતા. લડાઈ આવી રહી છે એવા ભણકારા તો અગાઉથી

ક્યારનાય વાગતા હતા. એટલે એમના પકડાતાં પહેલાં જ રાસ ગામે ઠરાવ કર્યો હતો કે અમે, ગમે તે થશે તો પણ, મહેસૂલ તો ભરીશું જ નહિ. મહારાજે સમજાવ્યું હતું કે 'આ વખતે વીસની જેમ હિજરતે પણ નથી નીકળવાનું. ગમે તેવા જુલમો થાય છતાં ગામમાં રહીને જ એ વેઠવાના છે, એ ખ્યાલમાં રાખજો' લોકો એકના બે ન થયા. મહારાજને પકડ્યા એની સાથે રાસની લડત શરૂ થઈ ગઈ.

સંધિકાળ દરમિયાન જમીનો પાછી નહોતી મળી તેથી લોકોના દહાડા બહુ મુશ્કેલીમાં જતા હતા. એમને થોડો ટેકો કરવા માટે ૧૦૦ મણ રૂ લાવીને મહારાજે અને આશાભાઈએ રેંટિયા ચાલુ રખાવ્યા હતા. સસ્તું બિયાવું પૂરું પાડવા માટે એક દુકાન પણ ચાલુ કરવામાં આવી હતી. આમ જેમ તેમ કરીને એમનું ગાડું ગબડાવ્યે જતા હતા. તેમ છતાં બીજી લડત આવી તેમાં એ જોડાયા જ.

મહારાજને પકડીને બે મહિના સુધી સાબરમતી જેલમાં રાખ્યા. ત્યાર બાદ ખેડા લાવીને એક નોટિસ આપીને એમને છોડી મૂક્યા. નોટિસમાં મહેમદાવાદની હદ નહિ છોડવાનું ને ખેડા રોજ હાજરી પુરાવવાનું ફરમાન હતું. નોટિસની શરતોનો અમલ કરવાપણું હતું જ નહિ. એના ભંગ માટે મહારાજને ૯ માસની સજા, ૫૦ રૂ. દંડ અને એ ન ભરે તો બીજા બે માસ વધુ એવી સજા કરાઈ.

રાસના ૩૦૦ ખાતેદારો છે. તેમની ૨૪૦૦ એકર જમીનમાંથી ૨૫૦ એકર તો સરકાર કબજે જ હતી. હવે સરકારે બીજી ૮૦૦ એકર ખાલસા કરી. સીમમાં ૨૫-૩૦

જગાએ પોલિસની રાવટીઓ નંખાઈ. છેવટે દસ લાખ રૂપિયાની જમીન પાંચપાંચ અને દસદસ રૂપિયે એકરના ભાવે ખંભાત, નાગપુર, ગોધરા, નડિયાદ અને અમદાવાદના મુસલમાનોને વેચી દેવામાં આવી.

જમીન જવાથી રાસના ખેડૂતો નિરાધાર થઈ ગયા. એમની પાસે ઢોરને ખવડાવવા માટે ઘાસ ન રહ્યું. આથી એમને એમનાં ઢોર પણ વેચી દેવાં પડ્યાં.

રાસની જમીન હરરાજ થવાની છે એ જાણીને પેટલાદના ચંદુભાઈ શેઠે મહારાજને જણાવ્યું કે આપ વાંધો ન ઉઠાવો તો રાસનું મહેસૂલ ભરી દઉં, અને જમીનનો કબજો લઈ લઉં. જ્યારે એ પાછી આપવાની જરૂર ઊભી થશે ત્યારે તરત હું એ પાછી આપીશ. બીજો કોઈ રાખશે તો જમીન પાછી મળવી મુશ્કેલ બનશે અને લોકો હેરાન થશે. વળી આ વાત આપણા બે સિવાય બીજું કોઈ નહિ જાણે. પણ મહારાજે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે આપણી લડત દાવપેચની કે પૉલિસીની નથી. આપણે એવું ન કરી શકીએ.

### રાસમાં રાહત

મહારાજ સજા પૂરી કરીને બહાર આવ્યા ત્યારે લડતનાં પૂર ઓસરતાં હતાં. બાપુજીએ લડતને મોકૂફ રખાવી હતી. રાસના ખેડૂતોએ લડત દરમિયાન રંગ રાખ્યો હતો, પણ એમનાં દુઃખોનો પાર નહોતો. આશાભાઈ મહારાજની પહેલાં છૂટીને આવ્યા હતા. તેમણે રાસના લોકોને રાહત પહોંચાડવા બનતું બધું કર્યું. એમની પાછળ વૉરંટ હતું, એટલે તે રાસમાં તો પગ મૂકી શકે એમ નહોતું. ગાયકવાડીમાં રહીને

એમણે રાહતકાર્ય કર્યું, કરાવ્યું. એમણે રૂપિયે રૂપિયે રાસના લોકોને રેંટિયો ને પીંજણ, પૈસે ત્રાક તથા આને તાંત આપ્યાં. માણસ દીઠ છ શેર રૂ આપતા ને તેનું પોણા છ શેર સૂતર લેતા. સૂતર વગર વણકરીએ વણાવી આપતા. કાપડની માલિકી કાંતનારની. આ રીતે તેમણે ભારે કુશળતાથી રાસના ખેડુતોને સાચી રાહત પહોંચાડી. વળી બસો જેટલા ભાઈઓને અમદાવાદની મીલોમાં ગોઠવ્યા. ૪૦ વિદ્યાર્થીઓને બહારગામનાં શાળાછાત્રાલયોમાં દાખલ કરાવી દીધા. કાંતણમાં આવતી ખોટ વડોદરાવાળા વેલચંદભાઈ ભરપાઈ કરતા. આમ દોઢ વર્ષમાં રાસ ગામે ૫૦૦ મણ રૂ કાંતીને તેની ખાદી વણાવી. પણ આ બધાં કામોમાં આશાભાઈ જેલમાં બેઠેલા મહારાજ પાસેથી જ પ્રેરણા અને દોરવણી મેળવતા હતા.

પણ જતે વખતે સંજોગો કપરા બન્યા. એટલે ગુજરાત રાહતસમિતિ તરફથી મોટાંને માસિક રૂ. ત્રણ અને નાનાંને રૂ. દોઢ એ રીતે મહિને ૨૫–૩ હજારની રાહત રાસમાં અપાવા લાગી. પણ અનુભવે શીખવ્યું કે આ રીતે અપાતી રાહત તેજ હરી લે છે અને અંદર અંદર કલેશ વધારે છે.

આ રાહતકામ ચાલતું હતું તે જ અરસામાં મહારાજ છૂટીને આવ્યા. એમણે જોયું કે ખેડૂતોને રોકડ નાણાં આપવાથી તે તેનો માલ લેવા જતાં લૂંટાય છે. એમાંથી એમને બચાવવા એ જ મોટી રાહત થઈ પડે. એમણે ત્યાંની ધર્મશાળામાં સસ્તા અનાજની દુકાન ખોલી. દરેક ખેડૂતને ૮૦) રૂપિયાની એક ભેંસ અગર બળદ અને રૂ. ૪૦) ના કપાસિયા

અગર ગુવાર આપવાની યોજના કરી.

મહારાજ કહે છે: 'સસ્તા અનાજની દુકાનમાં શરૂઆતમાં અમે કપાસિયાનાં વેગન મંગાવ્યાં. ત્યારબાદ ગુવાર, ડાંગર, બાજરી, ચણા વગેરે અનાજ મંગાવ્યું. પાછળથી તેલ, ગોળ, મગફળી, ખજૂર, સાકર વગેરે લોકોની જરૂરિયાતની બધી ચીજો મંગાવવા માંડી. આ બધા માટે તો મોટી મૂડી જોઈએ. અમે તેનો ઉપાય ખોળી કાઢયો. જે ચીજ મગાવવાના હોઈએ એની જાહેરાત આઠ દિવસ પહેલાં કરીએ અને જેમને જેટલી જોઈતી હોય તેટલીનાં રોકડાં નાણાં પહેલેથી લઈએ. વેપારી કરતાં અમારી દુકાને માલ અડધી કે પોણી કિંમતે પડતો હોવાથી લોક પહેલેથી નાણાં જમા કરાવી જતા. અમારો વ્યવહાર આ નાણાંમાંથી ચાલતો. આ દુકાનથી એકલા રાસને નહિ પણ આજુબાજુનાં ઘણાં ગામોને રાહત પહોંચવા લાગી. એ વિભાગના વેપારીઓનો વેપાર તો બંધ જ પડી ગયો.

લડત દરમિયાન ખેતીનાં સાધન પણ લૂંટાઈ ગયાં હતાં. આથી મહારાજે હળલાકડાં, કુહાડા, દાતરડાં વગેરે ખેતીનાં સાધનો પણ મોટા પાયા પર તૈયાર કરાવ્યાં. આમ કરવાથી એ ઘણાં સસ્તાં પડયાં. દુકાનમાં અઠવાડિયે ૩૦ મણ તેલ ખપતું અને રોજનો ૩૦૦–૪૦૦ નો વકરો થતો. વાંસ, વળી, સિમેન્ટ, ટૂંકમાં જીવનને જરૂરી એવી લગભગ બધી ચીજો એ દુકાનેથી મળી રહે એવી વ્યવસ્થા કરી હતી. આ દુકાન મારફતે લોકોને નહિ નહિ તોય ૫૦–૬૦ હજારની રાહત પહોંચી હશે.

સ્વાર્થી લોકોના સ્વાર્થ પર આવાં કામો કાપ મૂકતાં હોવાથી દુનિયામાં આવાં સારાં કામોના દુશ્મનો ઊભા થયા વિના રહેતા નથી. દુકાન સામે ત્યાંના વેપારીઓનો રોષ તો હતો જ. એમણે કામ કરનારાઓની વિરુદ્ધ અફવાઓ ફેલાવવા માંડી. મહારાજ કહે છે કે, 'ભાઈ આશાભાઈ અને એમના બે સાથી કોઠારી તેમ જ નરસિંહરામ જેવા કરકસરિયા અને પ્રામાણિક કામ કરનારા મળવા મુશ્કેલ છે. પણ એમને વિશે લોકોમાં સાચીજૂઠી વાતો ફેલાવવામાં આવી. આથી સરદાર સાહેબ સાથે મળીને નિર્ણય કર્યો કે લોકોને રાહતની જરૂર હતી ત્યારે રાહત પહોંચાડી. હવે લોકોમાં જ દુકાન વિશે વહેમ કે ગેરસમજ ફેલાઈ હોય તો આપણે એ શા માટે ચાલુ રાખવી ?

આવા સંજોગોમાં રાસની દુકાન બંધ થઈ. પણ મહારાજ કહે છે કે, 'આ દુકાનના અનુભવ પરથી હું તો એવા અનુમાન પર આવ્યો છું કે નિઃસ્વાર્થી અને કુશળ કાર્યકર્તા મારફત પ્રજાહિતને માટે આવી દુકાન ચલાવવામાં આવે તો તેની મારફત આખા તાલુકાને ફાયદો પહોંચાડી શકાય. વેપારીઓની ચૂસ પર આવી દુકાનથી અંકુશ મુકાય છે. જો સહકારી ધોરણે આવી દુકાન ચલાવવામાં આવે તો એ દ્વારા સંગઠન અને સહકારના બીજા અનેક લાભો મળી શકે.'

રાસની દુકાન બંધ કરી ત્યારે તેનું બધું ખર્ચ જતાં માત્ર દોઢસોનો નફો રહ્યો હતો.

## સુણસરમાં

ઈ. સ. ૧૯૩૫ માં રાસની દુકાન બંધ થઈ અને મહારાજ ત્યાંના રાહતકાર્યમાંથી છૂટા થયા કે તરત જ એમને ઉત્તર ગૂજરાતમાં કામ કરવા જવાનું થયુ. મહેસાણાના પોલિસ નાયબસૂબા મહારાજ મહેસાણામાં કામ કરે એમ ઈચ્છતા હતા. રાસથી છૂટા થઈ તે એમને મળ્યા. એમણે તેમને સુણસર જવા સૂચવ્યું.

સુણસરમાં ૩૦૦ ઘર અને ૨૧૦૦ માથાં હતાં. ત્યાંની લગભગ બધી જ વસ્તી ઠાકોર ભાઈઓની હતી. એમનો ધંધો ચોરીનો ગણાતો. એમનાથી આજુબાજુના ગામના લોકો ડરતા.

ગામમાં ચારપાંચ જણ બેઠા હતા ત્યાં જઈ મહારાજે ગોપાળજીભાઈનું ઘર પૂછ્યું. એક ડોસાએ કહ્યું કે એ બહાર ગયા છે. જવાબ આપનાર તેમના બ.પ હતા. તે મહારાજને પોતાને ત્યાં લઈ ગયા. મહારાજે તકલી કાંતતાં–કાંતતાં પૂછ્યું–તમે શો ધંધો કરો છો? ડોસાએ જવાબ આપ્યો–શું કરીએ, જમાનો ખરાબ આવ્યો એટલે છોકરાને ખેતી કરવાની આવી. અમે તો કાંઈ ખેતી કરતા નહિ. આ કણબા ખેતી કરે. અમે તો એ લાવીએ અને ખાઈએ. પણ હવે કાયદા થયા એટલે છોકરાઓને કણબા જેવી ખેતી કરવી પડે છે.

થોડીવાર પછી ગામના બેચાર આગેવાનો આવ્યા તેમને મહારાજે પૂછ્યું–અહીં હાજરી છે ?

જવાબ—હા, હાજરીમાં પાંચસો નામ છે.

સવાલ—એ કાઢી નંખાવો તો ?

જવાબ—એ કઢાવવા માટે તો હજાર ખરચ્યા, છતાં નીકળી નહિ,

મહારાજ—કરી પાળો તો રોગ જાય. હાજરી નીકળી જાય. કેમ ન નીકળે ?

જવાબ—ના નીકળે. હવે અમે ચોરી નથી કરતા, છતાં ક્યાં નીકળે છે ?

મહારાજ—પ્રયત્ન કરીએ તો જાય. તમારે કશો ખર્ચ નહિ કરવો પડે. મારા જેવાને એકાદ શેર ખીચડી આપવી પડે.

ખીચડીનું નામ સાંભળીને પેલા ઘરમાલિકને યાદ આવ્યું. તેણે પૂછ્યું—તમારા ખાવાનું શું ?

મહારાજ—ખાવાનો તો છું જ.

મહારાજ સવારે દસે ગામમાં આવ્યા હતા. અત્યારે સાંજના ચાર થવા આવ્યા હતા. મહારાજે ખીચડી પકાવી.

સુણસરમાં આવીને મહારાજે જોયું કે ચોરીનો ધંધો ત્યાંના લોકોના હાડમાં ઊતરી ગયો હતો, અને એને પરિણામે એમનામાંથી વિવેકવિચાર પણ ચાલ્યો ગયો હતો. હાજરીની પ્રથાએ એમને સુધારવાને બદલે વધારે શઠ બનાવ્યા હતા. એમનામાં કામ કરવું હોય તો હાજરી તો કાઢવી જ જોઈએ એવું એમને લાગ્યું.

આ પછી મહારાજ પોલિસ નાયબસૂબાને મળ્યા. એમનો

કહ્યું, 'જો આપ અહીં જ કામ કરવા રોકાઈ જાઓ તો આખા પ્રાન્તમાંથી ૧૦–૧૫ હજાર નામો હાજરીમાંથી કઢાવી શકીશું અને બીજાં દસેક હજાર નવાં ઉમેરાવાનાં છે તે પણ અટકાવી શકીશું.'

સુણસર અને તેની આજુબાજુનાં બાર ગામોને ક્રિમિનલ ટ્રાઈબ્ઝ ઍક્ટ લાગુ કરવામાં આવ્યો હતો. આ બાર ગામોમાં ત્રણ બલુચ કોમનાં હતાં અને બાકીનાં નવ ઠાકોરોનાં હતાં.

બેત્રણ મહિના સુધી મહારાજ એ વિભાગમાં ફર્યા અને જેમ બોરસદના મહીકાંઠા ગાળામાં ફરી ફરીને લોકોને સમજૂતી આપી હતી, તેમ અહીં પણ તેમણે આપવા માંડી. આથી અને અમલદારોના સહકારથી પેલાં બાર ગામો સિવાયનાં બીજાં બધાં ગામોનાં નામ હાજરીમાથી કમી થયાં. આ કામમાં ત્યાંના પોલિસ નાયબસૂબા મેજર એકિવનોનો પૂરો સહકાર હતો. એક વખત તો એમણે મહારાજને કહ્યું હતું કે, 'સુણસરના લોકો તેજસ્વી છે. એમની પાસેથી ચોરીલૂંટ છોડાવજો, પણ એમનું તેજ હરણ ન થવા દેશો.'

શરૂઆતના કેટલાક મહિનાઓ તો મહારાજ ફરતા જ રહ્યા. આમ ફરતા ફરતા એક વખત એ સુણસરમાં એક ભગતને ત્યાં રાત રોકાયા. મહારાજ આવ્યા છે એવું જાણીને એ ભગતને ત્યાં બીજા પણ બેસવા આવ્યા. એ બધા પેલા ભગતને તોડી ખાવા લાગ્યા કે, 'મહારાજને ખવડાવ્યું પણ નહિ ? કંઈ નહિ તો છેવટે દૂધ તો પાવું હતું ? ભેંસે દીધું નહિ તો બીજાને ઘેરથી લાવીને પણ આપવું હતું. આટલું ય તારાથી ન થયું ?' બિચારા ભગત છોભીલા પડી ગયા. પણ

આ પ્રસંગથી મહારાજને બહુ દુઃખ થયું. એમણે મનમાં નક્કી કરી લીધું કે એક વરસ સુધી દૂધ ન જ ખાવું. ત્યાર પછી તો સાત વરસ સુધી મહારાજે દૂધ લીધું જ નહિ.

બીજે દિવસે સવારે હાજરી કઢાવવા તે વીસનગર ગયા. બાર વાગ્યે એક ઓળખીતાને ત્યાં ગયા. પણ તે મળે નહિ. હવે ઊતરવું કયાં ? એક રામજીમંદિરમાં ગયા. બાવાએ તેમને ઊતારા ન આપ્યા. પછી તે ગામના એક પ્રતિષ્ઠિત અને જાણીતા ગૃહસ્થને ત્યાં ગયા. એમણે મહારાજને નીચે બેસીને થાક ખાવાનું પણ ના કહ્યું. પછી પાણી પાવાની કે જમાડવાની તો વાત જ શી ? એમણે તો તેમને પ્રજામંડળની ઓફિસે જવાનું કહ્યું. એમનું વલણ તથા અજાણ્યા માણસ સાથે વાતચીત કરવાની પદ્ધતિથી મહારાજને દુઃખ થયું. એમને થયું કે શું શહેરના લોકો આટલા બધા વિવેકશૂન્ય હશે ? ત્યાંથી મહારાજ મહાદેવના મંદિરમાં ગયા, પણ ત્યાંની ગંદકી જોઈને એ ત્યાંથી ભાગ્યા. થોડે દૂર એક ધર્મશાળા હતી. તેના રખવાળે તેમને આવકાર્યા. પણ જ્યારે તેને ખબર પડી કે આ તો બ્રાહ્મણ છે ત્યારે તેણે તેમને કહ્યું, 'આ જગા જૈનો માટે છે. તમે બીજે જાઓ.' મહારાજે ત્યાંના નિયમો પાળવાનું જણાવ્યું છતાં તેણે તેમને રહેવા દીધા નહિ. મહારાજ કહે છે, 'પેલા ગૃહસ્થને ઘેરથી નીકળ્યો ત્યારે મને ગુસ્સો થયો હતો, પણ આ વખતે મને હસવું આવ્યું.' ત્યાંથી નીકળ્યા પછી એમણે કયાંય ન ઊતરવાનું ને ફર્યા જ કરવાનું વિચાર્યું. ચાલતા ચાલતા આખા ગામ સોંસરા થઈને એ સ્ટેશને પહોંચ્યા. પાસે જ એક મોટી ધર્મશાળા

હતી. રખેવાળ એક ઠાકરડો હતો. તેને મહારાજે પૂછયુ–અહીં ઊતરું કે ?

ઠાકરડો—હોવે, કરોને ઉતારો. આ રહી ધરમશાળા.

મહારાજ—નાહવું છે. પાણીબાણી મળશે કે ?

રખેવાળ—હોવે, પાણી ઢાંકી મૂક્યું છે !

મહારાજ—કૂવો બૂવો છે કે નહિ ?

રખેવાળ—કૂવો તો છે પણ દોરડા વિના પાણી કાઢશો શેનાથી ?

મહારાજ—મારી પાસે દોરી લોટો છે.

મહારાજે નાહીને મનનો ને તનનો થાક ઊતાર્યો ને થોડો આરામ કર્યો આગલા દિવસના તે ભૂખ્યા હતા. તેમાં વળી થાક અને રગડામણ ભળ્યાં. એમણે રખેવાળને પૂછયું–અહીં રાંધવાને વાસણ મળશે ને ? (પાટિયામાં વાસણ મળશે એવી જાહેરાત હતી). રખેવાળ બબડ્યો–આ વળી એક આવ્યો છે ત્યારથી મંડયો જ રહ્યો છે.

સાંજે એક આનો આપીને રખેવાળ પાસે મહારાજે પથારી માગી. એમનો પહેરવેશ જોઇને એણે કહ્યું–આ ઘાગડી પડી છે તે જ વાપરોને, એક આનો શું કામ ખરચો છો ? પણ મહારાજે આનો આપ્યો ને પેલાએ ગોદડું, ચાદર, પાથરણું વગેરે બધું કાઢી આપ્યું.

બીજે દિવસે પોલિસ નાયબસૂબાએ તેમને કચેરીએ બોલાવ્યા. ત્યાં, કચેરીના ચોકમાં, ૭૦ ગામના ઠાકરડાને એમણે ભેગા કર્યા હતા. એ બધાંનાં નામ હાજરીમાંથી કમી કરવાનાં હતાં. જેમનાં નામ કમી કરવાનાં હતાં તેમની યાદી મહારાજ

બધાંની અને પોલિસ નાયબસૂબાની રૂબરૂમાં વાંચી ગયા અને હાજરી નીકળી ગય પછી તેમની જવાબદારી કેવી વધે છે તેની સમજૂતી તેમણે આપી.

## સુણસરમાં સ્થિર થયા

આટલી હદે કામ થયા પછી મહારાજે સુણસરમાં સ્થિર થવું એવો નિર્ણય થયો. શરૂશરૂમાં તો મહારાજ ગામમાં રહે એ લોકોને પસંદ નહોતું. તેથી ગામની ભાગોળે તળાવની પાળ નજીક એક જૂની ઓરડી હતી એમાં મહારાજે ઉતારો કર્યો. કુતૂહલ ખાતર મહારાજ પાસે કોઈ કોઈ આવતું. પરંતુ મહારાજ ખપ પૂરતી જ વાત કરતા

મહારાજ રહેતા હતા તળાવને કિનારે, પણ નાહવા ધોવાની ય ત્યાં સગવડ નહોતી. તળાવનું પાણી સુકાઈ ગયું હતું એટલે વહેલી સવારે લોકો વીરડામાંથી પાણી ભરી જતા. મહારાજ ભરવા જાય ત્યારે પાણી ડહોળાઈ ગયું હોય. આથી એમને પીવાના પાણીના પેણ વખા પરે. કપડાં મેલાં થાય તો નહોતું ધોવા માટે પૂરતું પાણી કે નહોતો કપડાં ધોવાનો પત્થર. આથી મહારાજ તો આખો દિવસ ધોતિયાભેર જ રહેતા. ચારેક મહિના સુધી તો લોકો મહારાજની ઓરડીમાં જુવારનો લોટ અને અડદની દાળ મૂકી જતા અને મહારાજ એમાંથી રોટલાદાળ પકાવીને ખાઈ લેતા. એ એક ટંક ખાઈ લેતા એટલે આખા દિવસનું પતી જતું. એ બહારગામ જાય ત્યારે ખાલી સાંકળ મારીને જાય, કેમકે એમની પાસે ચોરાય એવું કશું હતું જ નહિ. ગામના લોકોના ઘરોમાં એ ભાગ્યે જ જતા. પણ ગામ કે પરગામના લોક

.ામ પડે ત્યારે એમની ઓરડીએ જતા અને એ ત્યાં રહો રહ.
એમના અનેક પ્રશ્નો ચર્ચતા ને તેમનો ઉકેલ કરતા.

ઉત્તર ગુજરાતમાં આવ્યાને છએક માસ થયા હશે એટલામાં મહારાજા સાહેબ સયાજીરાવ અને દીવાન પાટણ આવ્યા. દીવાન સાહેબે મહારાજને બોલાવીને કંઈ તકલીફ હોય તો જણાવવાનું કહ્યું. મહારાજે જણાવ્યું કે, 'મને અંગત તો કશી તકલીફ નથી, પણ સુણસરને પાણીની ભારે હાડમારી છે. લોક તળાવમાં વીરડા ખોદીને તે પાણી પીએ છે.'

સુણસરમાં કૂવો કરાવી આપવાની નોંધ થઈ. ગામમાં શાળા ન હતી, એ ચાલુ કરવા માટે આજ્ઞા અપાઈ. પણ મહારાજે શાળા લેવા ના પાડી. કારણ કે રાજ્યમાં ફરજિયાતનો કાયદો હતો. તેથી સુણસરને શાળાને અંગે દંડાયા જ કરવું પડે. દીવાન સાહેબે તેને ફરજિયાતમાંથી બાકાત રાખીને શાળા આપી. બીજી તકલીફ વિશે પૂછાયું. મહારાજે જણાવ્યું કે, 'ગામને ઉદ્યોગ ધંધાની જરૂર છે. વરસાદ નથી આવ્યો તેથી લોક ભૂખે મરે છે. એમને તાત્કાલિક રાહતની જરૂર છે. એ રાહત ગામનું તળાવ ખોદાવીને આપી શકાય.' દીવાન સાહેબે આ દરખાસ્ત પણ મંજૂર રાખી.

આથી નવરા લોકોને કામ મળ્યું. લોકો રાજી થયા. એક દિવસ એક ઠાકરડાએ મહારાજ પાસે આવીને કહ્યું, 'દાદા, ચિઠ્ઠી લખી આપો એટલે પીંજારો અધમણ જાર જોખી આપે.'

મહારાજ—શાની જાર, ને શાની ચિઠ્ઠી ?

ઠાકરડો—તળાવની મજૂરીએ જાઉં છું. એને પેટે મને જાર અપાવો. મહારાજે ચિઠ્ઠી લખી આપી. ત્યાં તો એવાં બીજાં પાંચસાત ઘરાક તૈયાર થયાં. આથી મહારાજે ત્યાં સસ્તા અનાજની દુકાન કાઢી. ત્રણ મહિનામાં એમણે એ દુકાનેથી ૪૬૦૦ મણ જુવાર વેચી. ઊંટો ઉપર બહારગામથી અનાજ આવવા લાગ્યું, ત્યારે ગામલોકો કહેવા લાગ્યા કે, 'દાદાએ તો સુણસરને અનાજથી ભરી દીધું.'

બીજે વર્ષે પાક સારો થયો. તળાવ ઊંડું થયું હતું અને કૂવાના ધોધમાંથી આવણું ચાલુ રહ્યું હતું, તેથી તળાવમાં પાણી હિલોળા મારતું હતું. આમ લોકોનું પાણીનું દુઃખ ટળ્યું.

તળાવમાં પાણી નહોતું રહેતું ત્યારે કેટલાક ખેડુતો તેમાં વીરડા ખોદીને તળાવના કકડાઓમાં ઘઉં પકવતા. આ ઉપરથી મહારાજને કલ્પના આવી કે જો ગામમાં થોડા કૂવા હોય તો લોકો જરૂર બે પાક લે, ગામની સમૃદ્ધિ વધે અને લોકો હલ્લે વળગે તો નવરાશના નખ્ખોદમાંથી બચે.

### કૂવા કરાવ્યા

એમણે યોજના બહાર પાડી કે જે શિયાળુ પાક કરશે તેને પોતે કોસ, વરત અને બી ઉધીનાં આપશે. આ જાતની સગવડથી શિયાળુખેતી કરનારની સંખ્યા વધી.

સુણસરના દલાજી ઠાકોરના ઘઉં હાથ ઊંચા આવ્યા હશે ને તેમનો બાર કોસનો કૂવો તૂટી પડયો. મહારાજે તેમને કામચલાઉ પાણીની વ્યવસ્થા કરવા સો રૂપિયા

આપ્યા. એ પછી સૂબા સાહેબે મહારાજની ભલામણથી કૂવો સમરાવવા દલાજીને પંદરસોની તગાવી આપી.

એક બીજા મહેનતુ ખેડૂત પાસે ૨૫ વીઘાં જમીન હતી, પણ તેમાં કૂવો નહોતો. તેથી મહારાજે તેને ૨૦૦) રૂ. ની મદદ કરી. આ જોઈ ત્રીજો ખેડૂત રૂપિયે આનો વ્યાજ આપવાનું કરીને કૂવા માટે ૨૦૦) રૂ. લઈ આવ્યો. એને મહારાજે ૨૦૦) રૂ. આપ્યા ને શાહુકારનાં નાણાં પાછાં અપાવ્યાં. પાછળથી એને માટે ૬૦૦ ની તગાવી મંજૂર થઈ અને કૂવામાં પુષ્કળ પાણી આવ્યું. આથી બીજા ખેડૂતો પણ કૂવા કરાવવા લાગ્યા. આ રીતે અગિયાર કૂવા થયા, ૭૦૦૦ ની તગાવી મળી અને ગામમાં ઢગલાબંધ ઘઉં પાકવા લાગ્યા. એમની ધારણા તો સુણસરમાં ૩૦ કૂવા કરાવવાની હતી. પણ લડાઈ આવી, પાઈપો મોંઘી થઈ ગઈ અને એમની મનની મુરાદ મનમાં જ રહી ગઈ.

## સુણસરના કેટલાક પ્રસંગો

એક દિવસ મહારાજ એમની ઓરડીમાં બેસીને કાંતતા હતા . ત્યાં ગામના એક ઠાકોરે આવીને કહ્યું કે, 'જુઓ દાદા, લોહીની નદીઓ વહેશે. પેલા પશલા (પાટીદાર)એ ખેતરમાં થોરિયા રોપ્યા છે. હું એને ટચકાવી નાંખીશ.'

મહારાજે એની સાથે ખેતરમાં જઈ થોરિયા જરા દૂર કરાવ્યા. પાછા ફરતાં તેમણે પેલા ઠાકોરને કહ્યું, 'તમે એને ટચકાવવાની વાત કરતા હતા પણ એ તમને પૂરો પડે એવો છે!' ડોસો, 'હેં....? પૂરો પડે? દાદા, એ તો કણબી, એને રીસ ચડતાં વાર લાગે. એ મારી સામે થાય એ પહેલાં તો મેં એને નીચે પાડ્યો હોય, એવી મારી રીસ.'

સુણસરના દલાજી ઠાકોર ભાંગેલા હાડકાને પણ જોડી આપે, અને જીવલેણ ઘાને પણ ટેભા મારે એવા એ કારીગર. એમના હાથ નીચે આવેલા દર્દીનો જખમ પાકયાનો એક પણ દાખલો ન હતો. આવા હાડવૈદ હોવા છતાં કામના બદલામાં એક પાઈની પણ આશા ન રાખતા.

ધીણોજના દાક્તરથી એક કેસ ન સુધરી શકયો તે આ દલાજીથી સુધર્યો. એટલે તેણે દલાજીને બોલાવીને કહ્યું, 'તમે અહીં ધીણોજ રહો, ને બધા લોકોનાં હાડકાં બેસારો. તમારે ખાવાપીવાની ચિંતા કરવી નહિ.' દલાજીએ તરત જ સંભળાવી

દીધું કે, 'આખો જન્મારો પાઈ સરખી લીધી નથી અને આ છેલ્લા દહાડાઓમાં એવું કરવા બેસું?'

ગામનું તળાવ ખોદાતું હતું તે વખતે લોકોને વખતસરની રાહત મળતી હતી, એમ છતાં માટી નાંખવામાં લોકો દિલ ચોરતા હતા. આથી તળાવ ખોદાવવાનું થોડો વખત બંધ કરાવવું પડેલું. એ વખતે લોકો કામ વિના ભૂખે મરવા લાગ્યાં, પણ કોઈ એમ કહેવા ન આવ્યું કે અમારી ભૂલ થઈ છે, હવે બરાબર કામ કરીશું. એમની હાલત જોઈને મહારાજના દિલમાં કરુણા ઊપજી અને એમણે ફરી કામ શરૂ કરાવ્યું.

એમનામાં ચોરી કરવાની વૃત્તિ એટલી ઘર કરી ગઈ હતી કે ગામના આગેવાનોને ચિંતા થતી કે મહારાજની ઓરડીમાં કોઈ ચોરી કરી જશે તો? એ કારણે તો એ બહારગામ જાય ત્યારે રાતે આગેવાનો ઓરડીએ બેચાર આંટા મારી જાય.

મહારાજ કહે છે કે 'સુણસરના કેટલાક ભાઈઓનાં નામો ફરી હાજરીમાં નખાયા છે.' નવા સૂબા આવ્યા પછી એ ફેરફાર થયો, પણ મહારાજે એનો વિરોધ ન કર્યો '૪૨ની લડત ઊપડી અને મહારાજ જેલમાં ગયા. એ પહેલાં પંદર દિવસે જ સુણસરના લોકો ખાતર પાડવા ગયા હતા. એમાંનો એક ગોળીથી માર્યો ગયો, એક છરાઓથી ઘવાયો, પણ બીજાએ છરીની અણીથી શરીર માંહેની ગોળી બહાર કાઢી, ખાનગીમાં દવાઓ કરી અને આજે સાજોતાજો છે.

એક વખત સુણસરમાં એક કાકાભત્રીજા વચ્ચે તકરારમાં

મારામારી થઈ. તપાસ માટે ફોજદારે આવી રૂ. ૪૫)ની લાંચ લીધી. પણ મહારાજ એ જ ગામમાં છે એમ જ્યારે તેણે જાણ્યું ત્યારે એ વિચારમાં પડી ગયો. મહારાજ તેને મળ્યા ત્યારે કહ્યું, 'ફોજદાર સાહેબ, કુંવાડિયાં ન ખવાય એ કહેવત યાદ છે ને?' પાછળથી એણે રૂપિયા પાછા આપી દીધા. પેલી મારામારીનો કેસ કચેરીમાં દાખલ કરાયો હતો. એની મુદત પહેલાં મહારાજ ચાણસમા મુનસફ પાસે પહોંચ્યા. એમને બધી વાત સમજાવીને કેસ પાછો ખેંચાવી લેવાની સંમતિ મેળવી. વળી કેટલાંકની હાજરીમાં મીંડાં પડ્યાં હતાં તેમનો દંડ ભારે ન થાય એવી ભલામણ પણ કરી, કારણ કે દુકાળ હતો અને દંડ ભરી શકે એવી એમની સ્થિતિ નહોતી.

સુણસર નજીક ધીણોજ ગામમાં એક બાવો રહેતો હતો. એની પાસે ૩૦૦–૪૦૦ વીઘાં જમીન હતી. વરસોથી એ જમીન સુણસરના લોકો સાંથે ખેડતા. એ બાવો બિનવારસ મરણ પામ્યો. સરકારે એ જમીનનો કબજો લીધો અને તેને હરરાજ કરવાનું નક્કી કર્યું. એ જમીન એક બીજો માણસ રાખવા તૈયાર થયો. એટલે ખેડનાર લોકોએ મહારાજ પાસે જઈ જમીન અમને મળે એવી વિનંતી કરી.

મહારાજે જોયું કે આ જમીન જશે તો લોકો કામ ધંધાવિનાના થઈ જશે અને રોજની તકરારો તથા મારામારી ઊભી થશે. એ અટકાવવા માટે એમણે પેલા માણસને અને અમલદારોને સમજાવીને જમીન જેઓ ખેડતા હતા તેમને જ મળે એવું કર્યું. પછી તો પ્રત્યેક હરરાજીમાં એ જમીન

સુણસરવાળાઓને જ મળે એમ કરવાનો સરકારે નિર્ણય કર્યો, કારણ કે એમ ન થાય તો ત્યાંની તકરારો કાયમની કચેરીમાં આવ્યા જ કરે.

સુણસરના લોક નાગાઇ કરવામાં પણ પાછા પડે એવા નહોતા. નજીકના ગામોમાંથી પાટીદારોના બળદ ઉઠાવી લાવે અને નાણાં પડાવે. પણ મહારાજે ગામના આગેવાનોને ટોકી ટોકીને એમની આ ટેવ ઓછી કરાવી. એક વખત તો મહારાજ જાતે બળદ પાછા મેળવીને એના મૂળ માલિકને ઘેર જઇને પહોંચાડી આવ્યા હતા.

સુણસર પાસે મોટપ નામનું ગામ છે. સુકવણાવાળા વર્ષમાં ત્યાંના લોકોએ ગામ નજીકથી વહેતી નદીનું પાણી પાળ બાંધીને તળાવમાં આંતર્યું. તળાવ ભરાઇ ગયું છતાં એ લોકો પાળ તોડવાની ના પાડતા હતા. નજીકના કનોડા ગામને આથી અડચણ પડતી હતી. મહારાજે મોટપના લોકોને પાળ તોડવા સમજાવ્યા પણ તેમણે માન્યું નહિ. મામલો વિફર્યો. કનોડાના જુવાનિયા પાળ તોડવા ઊલટયા. બંને ગામો વચ્ચે મારામારી થઇ. અટકાવવા જતાં પોલિસો પણ ઘવાયા. બંને ગામના ૧૫–૨૦ જણ જેલના સળિયા પાછળ ગયા અને એમની વચ્ચેના સંબંધો બગડયા, દીકરીઓ પણ સાસરે જતી અટકી. આમ નાની તકરારમાંથી ગંભીર મામલો ઊભો થયો. ત્રણ મહિનામાં સાત મુદતો પડી પણ કશો નિવેડો ન આવ્યો. આખરે કંટાળીને બંને ગામોએ કેસનું રાજીનામું કરાવવા મહારાજનો આશરો લીધો. એમણે કહ્યુ—'એક વાર પંચ ભેગું કરો, એમની રૂબરૂ

તમારી તકરારનું સમાધાન કરો, પછી રાજીનામાની વાત હાથમાં લઈ શકાય.'

બંને ગામનું પંચ મળ્યું, લગ્ન જેવો વરો થયો અને નિર્ણય થયો કે બંને ગામોએ તકરાર ડોલવી નાંખવી, સંપીને રહેવું અને આજ સુધીમાં બની ગયેલી બધી વાતને દાટી દેવી. આજુબાજુનાં ત્રણ ગામની નિશાળોમાં મોટપ ગામે પતાસાં વહેંચ્યાં. પછી મહારાજે સૂબાસાહેબને મળીને કેસનું રાજીનામું કરાવ્યું. એ પછી મોટપ અને કનોડા સંપીને રહે છે અને મહારાજને દુવા દે છે.

એક વખત કૂવાના પથ્થર જડવા માટે સલાટ આવ્યા હતા. કામ પૂરું થયે એ મહારાજને ત્યાં જમવા આવ્યા ત્યારે એમના નવા જોડા કોઈ ઉપાડી ગયું. મહારાજે ઘણી તપાસ કરાવી પણ જોડા હાથ ન લાગ્યા. પેલા બિચારા દઝાવાય નહિ માટે પગે ચીંથરાં બાંધીને મહેસાણા જવા નીકળ્યા. રાત્રે ગામ સમક્ષ મહારાજે પોતાનું દુઃખ ઠાલવ્યું. બીજે દિવસે સવારે એ ઊઠ્યા ત્યારે એક જણે એમની ઓરડીમાં આવીને જોડા મૂક્યા. એને જોઈને મહારાજે અકળાટ કાઢ્યો: 'મારે આ જોડાને શું માથે ચડાવવા છે? મારા રોટલા ખાઈને રહું છું તોય તમે મને શું કામ પજવો છો?' ચોરી કરનારે કહ્યું કે 'ચોરી કરવાનો વિચાર નહોતો પણ નવા જોડા જોયા એટલે મન થઈ ગયું.'

એક જણ રોજ લોકોના ઘાસના પૂળા ચોરી લાવે. એની પાસે ઘાસનો એક સાલો (ગંજી) હતો, પણ પરગામની ગાયોનું એક ધણ ત્યાંથી નીકળ્યું ત્યારે દાનેશ્વરી થઈને

એણે એનો બધો સાલો ખવડાવી દીધો હતો. મહારાજે એને ઠપકો આપ્યો કે, 'તું વરસ આખું ચોરી કરે છે તો પછી તારું ઘાસ તેં પારકી ગાયોને શું કામ ખવડાવી દીધું?' એણે જવાબ આપ્યો કે, 'અમે ખત્રી રહ્યા. ગાયો ભૂખી બરાડે એ અમારાથી શી રીતે સહન થાય?'

એક બાઈ એના ગરીબ અને આંધળા પડોશીને એનું ઘર ભળાવીને બહારગામ ગઈ. એ પાછી આવી ત્યારે એના ઘરનું અનાજ વગેરે ચોરાઈ ગયું હતું. આથી મહારાજે ગામને ભેગું કર્યું પણ કોઈ કશું કબૂલ જ ન કરે. છેવટે મહારાજે ઉપવાસ શરૂ કર્યા. પાંચમે ઉપવાસે પેલો પડોશી ચોરી કબૂલ કરી ગયો. પણ એ બધું ખાઈ ગયો હતો, ને તેથી એની પાસે આપવાનું કશું જ રહ્યું નહોતું. છેવટે ગામલોકોએ ઉઘરાણું કરીને પેલી બાઈને અનાજ પહોંચતું કર્યું.

એક જુવાનિયાને ચોરીના આરોપસર પકડવામાં આવ્યો. મહારાજ આગળ એણે જણાવ્યું કે એણે ચોરી કરી નહોતી. એટલે મહારાજે એને છોડાવ્યો. એના ખેતરમાં કૂવો બનાવવા માટે એમણે એને બસો રૂપિયાની મદદ પણ કરી. પણ થોડા જ દિવસમાં એણે ખાતર પાડ્યું અને એ પકડાયો. એનો ભાઈ મહારાજ પાસે ગયો, પણ એમણે એને તિરસ્કારીને કાઢી મૂક્યો.

સુણસરના એક જુવાનિયાનું નામ હાજરીમાંથી કાઢવામાં આવ્યું નહોતું. એ ચોરીની ભારે લતે ચડી ગયો હતો. એક દિવસ સમાચાર આવે કે તેણે કોઈનો કાન તોડીને દાગીનો

લઈ લીધો, બીજે દિવસે સમાચાર આવે કે એણે કોઈના પગમાંથી કલ્લાં કાઢી લીધાં. મહારાજને એને માટે અભાવ થયો હતો અને આવા સમાચારથી તે વધતો જતો હતો. એક દિવસ એ મહારાજ પાસે ગયો. એ કાંઈક વાંચતા હતા. એમણે એની સામે જોયું, છતાં ન જોયા જેવું કર્યું. છતાં એણે એમની નજીક જઈને પૂછ્યું—'તમે મારા તરફ આટલો બધો અભાવ કેમ રાખો છો કે મારી સામે જોતા પણ નથી?'

મહારાજ—'તું શું નથી કરતો તે તારી સામે જોઉં?'

જુવાનિયો—'મારું નામ હાજરીમાંથી કઢાવો.'

મહારાજ—'તારું નામ ન કઢાવાય.'

જુવાનિયો—'નાણી તો જુઓ.'

આ પહેલાં આ જુવાનિયાએ મહારાજની ગેરહાજરીમાં ધીણોજની ભેંસો છોડેલી હતી. મહારાજની સંમતિથી નાયબ સૂબાએ એને પકડાવ્યો ને ખૂબ માર મરાવ્યો હતો. પણ છૂટીને આવ્યા પછી એણે પાછો ધંધો શરૂ કરી દીધો. એક મહિનામાં એણે ૩૦-૩૨ ભેંસો છોડી અને મહોર ખાઈ લઈને પાછી આપી. આ બધું બન્યા પછી એણે આવીને નાણી જોવાની વાત કરી હતી. મહારાજે એનું નામ હાજરીમાંથી કાઢી નખાવ્યું. એ પછી દસેક દિવસે એણે પાંચોટની ભેંસો છોડી. એમાં એ પકડાયો અને એને સજા થઈ. સજા પૂરી કરીને બહાર આવ્યો એ જ રાત્રે એ ભાઈબંધે ખાતર પાર્યું. મહારાજે તારણ કાઢ્યું કે દંડ અને સજા નિરર્થક છે. હિંસક માર્ગો હિંસાને જ ઉત્તેજન આપે છે.

## હરિપુરા મહાસભામાં

**વર્ષોથી** મહાસભાનાં અધિવેશનો શહેરોમાં મળતાં પણ ગાંધીજીના આગ્રહથી તેનું અધિવેશન ગામડામાં સૌથી પહેલુ ફૈઝપુરમાં ભરાયું. એ પછી ગુજરાતનો વારો આવ્યો. એને માટે તાપીને કિનારે આવેલો મબલક પાણીવાળો એક લાંબો પહોળો પટ પસંદ કરાયો. એ પ્લૉટ હરિપુરા નજીક હોવાથી એને હરિપુરા મહાસભાનું નામ મળ્યું.

ત્યાં વિઠ્ઠલનગર નામનું ભવ્ય નગર બની ગયુ. આખા ગુજરાતના કાર્યકરો અને સ્વયંસેવકો એ કામમાં મચી પડયા હતા. નગરરચના શ્રી ગુલાંટીએ કરી હતી. એને નંદલાલ, રવિશંકર રાવળ અને કનુ દેસાઈની મંડળીએ શણગાર્યું હતું. મોટા મોટા સભામંડપો, પ્રદર્શન, ગોશાળા, બજારો, ભોજનાલયો, કાર્યકર્તા વિભાગ, પ્રતિનિધિ વિભાગ, મહેમાન વિભાગ, સ્વયંસેવક વિભાગ, ગ્રામજનતા વિભાગઃ આવું દોઢ લાખની વસ્તી માટેનું નગર ઊભું થઈ ગયું. એનો મુખ્ય રસ્તો ૧૫૦ ફૂટ પહોળો હતો. એમાં બગીચા હતા, પાણીના નળ અને વીજળીબત્તી હતાં, વાહન મથકો હતાં, અને આ બધાંનો વહીવટ કરવા માટેનાં અનેક ખાતાં હતાં. આખા નગરની વ્યવસ્થા સ્વયંસેવકો મારફતે થતી હતી. આખા નગરની સ્વચ્છતા પણ સ્વયંસેવકો જ કરતા હતા. ભોજન વ્યવસ્થાનું કામ પણ સ્વયંસેવકો અને

વધારે દલીલો કરવા લાગ્યો. આખરે મહારાજે કહ્યું, ' હું તારા જેટલું ભણેલો નથી, એટલે મને તારી દલીલોમાં બહુ સમજણ નહિ પડે. પણ આ ઉપાડેલું કામ અધૂરું મૂકીને ન જવાય એટલી શિસ્તની વાત હું સમજું અને તમારે પણ આ પૂરું કરીને જ જવું જોઈએ. '

સ્વયંસેવક—' મારાથી કોન્ગ્રેસ જોવાય નહિ તો મને એની પરવા નથી. હું પીરસવા તૈયાર છું, પણ મરજિયાત, ફરજિયાત નહિ. '

મહારાજ—' તમને જે રીતે સમજાય એ રીતે કામ કરો; અધવચ ન છોડાય એટલું હું સમજું. '

પછી તો બધા સ્વયંસેવકોએ ઠેઠ સુધી કામ કર્યું અને ત્યાંથી છૂટા પડ્યા ત્યારે હસતે મોઢે વિદાય લીધી. કેમકે પીરસતાં પીરસતાં તો મહારાજે એમને હસતે મોઢે અનેક પાઠ શીખવી દીધા હતા.

મહારાજના રસોડાના ઘાણ એવા મોટા હતા કે પહેલે દિવસે એમને શાક સમારવા માટે જ ૩૫૦ સ્વયંસેવકો બેસાડવા પડ્યા હતા. આમ શાક સમારવું ત્યાં પોસાય એમ નહોતું, એટલે દસ સુથારોને રોજનો દોઢ રૂપિયો ઠરાવીને વાંસલાથી જ શાક સમારવા માટે બેસાડી દીધા. રાતે આઠ વાગ્યે બેસે અને સવારના છ થાય ત્યાં ૫૦૦ મણ શાકનો ફેંસલો થઈ જાય.

કોન્ગ્રેસના અધિવેશનમાં એટલું કામ રહેતું કે મહારાજ કે એમના જેવા કામમાં દટાયેલા કેટલાય ભાઈઓ વિષયવિચારિણી સમિતિની કે ખુલ્લા અધિવેશનની એક પણ બેઠક જોવા પામ્યા

નહોતા. મહાસભા પૂરી થયા પછી પણ એમની પાસે કામના ઢગલા જ પડ્યા હતા.

અધિવેશન પૂરું થયા પછી મહારાજ કહેતા હતા કે, 'મહાભારત વિષે એવું કહેવાય છે કે એ કદી પૂરું વાંચવું નહિ, કેમકે એનો અંત બહુ કરુણ છે. આ હરિપુરા મહાસભા વિષે પણ મને એજ સત્યનું દર્શન થયું. વિઠ્ઠલનગરને વિખેરી નાંખવાનું કામ બહુ કપરું હતું. એક રમ્ય સ્થાનને પોતાને જ હાથે ઉજ્જડ વેરાન કરી મૂકવું કોને ગમે ? પણ આ સંસારમાં એવું કરવાની પણ આવશ્યકતા ઊભી થાય છે.'

મહારાજ ગામડે ગામડેથી વાસણકૂસણ લાવ્યા હતા. એ પાછાં પહોંચાડવાના કામમાં રોકાયા. અને જે માલ બચ્યો હતો તેનો નિકાલ કરવામાં પણ એમણે મદદ કરી. ૧૫૦૦ મણ ચોખા, ૨૦૦ મણ ગોળ અને બીજો ઢગલાબંધ સામાન વધી પડ્યો હતો. વેપારીઓ ગરજ વરતીને સાવ નજીવી કીમતમાં ઉઠાવી જવાના વેતમાં હતા. મહારાજને આ ના ગમ્યું. એમણે સરદાર સાહેબને કહ્યું: 'વેપારીઓ આપણને છેતરી જાય એના કરતાં અહીંના રાનીપરજ ભાઈઓમાં એ વેચાય તો ગરીબ લોકોને રાહત મળી રહે. એમાં વખત જશે, પણ એવું કરવા માટે અહીં એકાદ માસ વધુ રોકાવું પડશે તો હું રોકાઈશ.' સરદાર સાહેબને આ વાત ગમી ગઈ અને એનો અમલ થયો.

ઘેર ઘેર દરદીના ખાટલા પડ્યા છે. તેમને ત્યાં જઈને દવા પાવાનું, એમનાં ઝાડામૂતર સાફ કરવાનું, પથારી બદલાવાનું, દરદીને દવાખાને પહોંચાડવાનું: આ બધાં કામ રઝળે છે, એ વખતે તમે ખાટલા અને સાબુને ક્યાં રડો છો?'

પણ મહારાજની આવી વાત એમને ગળે નહોતી ઊતરતી. મહારાજે એ બધા સ્વયંસેવકોની લત્તાવાર વહેંચણી કરીને દવાના બાટલા પણ આપ્યા હતા. પણ બીજે દિવસે જઈને એમણે જોયું તો જણાયું કે કેટલાક લત્તામાં કોઈ દવા પાવા ગયું જ નહોતું. મુકામે આવી એમણે જોયું તો કેટલાક સ્વયંસેવક મિત્રો ગંજીફાનાં પાનાં ટીચતા હતા, સીનેમાનાં ગીતો ગાતા હતા કે વાતોના તડાકા મારતા હતા. આ જોઈને મહારાજને બહુ ચીડ ચડી. એમણે એમને ઠપકો પણ આપ્યો. આથી કેટલાક એમને સોંપાયેલા લત્તામાં દોડી ગયા. પણ દિલમાંથી ઊગ્યું ન હોય ત્યાં બહારની ગોદાટથી શું વળે? છેવટે મહારાજને એમનાથી કંટાળી જેમના તરફથી એ આવ્યા હતા તેમને સૂચન કરવું પડ્યું કે એમને પાછા બોલાવી લો. બીજી બાજુ એમને પાંચસાત એવા નિષ્ઠાવાન સેવકો મળી ગયા હતા કે એમના કામ સામે જોવું જ ન પડે. દા. દિનુભાઈ, કુ. મૃદુલાબહેન, શ્રી. પુષ્પાબહેન વગેરે એમાં હતાં.

કુ. મૃદુલાબહેને નામ લખાવ્યું ત્યારે મહારાજે એમને સમજાવ્યું હતું કે આ કામમાં જાનનું જોખમ છે અને તમારાં બા-બાપુને તમે આવો એ કદાચ ન યે ગમે. પછી એમના

આગ્રહને લીધે મહારાજે એમને એ શરતે લીધાં કે ઠેઠ સુધી રોકાવું પડશે, માંદા પડાય તોય વિશેષ પ્રકારની સારવાર લેવા માટે અમદાવાદ કે મુંબઈ જઈ શકાશે નહિ. જે બધાંનું થાય એ સ્વયંસેવકનું થાય. આમ છતાં તે આગ્રહપૂર્વક જોડાયાં. એમણે એવું કામ કર્યું કે મહારાજ કહે છે કે, 'એમના કામમાંથી અમને પ્રેરણા મળતી. ખાવાપીવાની કે એવી કોઈ અગવડ સગવડની ફરિયાદ એમણે કદી કરી નહિ. છેલ્લા દિવસોમાં એમને તાવ આવી ગયો, ત્યારે એમનાં બા, બહેન વગેરે દાક્તરને લઈને એમને લઈ જવા આવ્યાં. પણ કામ પૂરું થયા પહેલાં ત્યાંથી ખસવાની અને બીજા સ્વયંસેવકને મળે તેથી વિશેષ પ્રકારની સારવાર મેળવવાની એમણે ભારપૂર્વક ના પાડી.' છેવટે મહારાજે સરદાર તરીકે જવાની આજ્ઞા કરી ત્યારે તે કચવાતે મને ગયાં.

મહારાજ તે વખતનાં દૃશ્યોનું વર્ણન કરતાં કહે છે: 'એ વખતનાં કેટલાંક દૃશ્યો તો અતિ કરુણ હતાં. આજે પણ એ મારી નજર સામે તરવરે છે. એક મુસલમાન કુટુંબ આખું કોલેરામાં સપડાયું હતું. એમાં એક છોકરાની મા ને બેન બંને પટકાયાં હતાં. છોકરો જાનનીયે દરકાર રાખ્યા વિના માબહેનની સારવાર કરતો હતો. રાતદિવસ તે તેમની તહેનાતમાં ખડો હતો. મા દવાખાનામાં મરી ગઈ. એને એ દાટી આવ્યો. એના દિલમાં દુઃખનો પાર નહોતો, પણ એણે બહેનને કશું ય જણાવા દીધું નહિ. બહેનની છેલ્લી ઘડી સુધી તેણે મોંમાં મોં ઘાલીને વાતો કરી, છતાં મા મર્યાની ખબર તેણે તેને પડવા દીધી નહિ.

'એક પઠાણ મિલનો મજૂર હતો. એને કૉલેરા થયો. શરૂઆત હતી એટલે દવાથી મટી જાય એમ હતું. પણ એને રોજા હતા. દવા લઈને રોજા તોડવાનું એને રુચ્યું નહિ. એણે પ્રાણ આપ્યા ને રોજા રાખ્યા.

આવા પ્રેમ, સદાગ્રહ વગેરે ઉચ્ચ ભાવના બતાવતા બીજા કેટલાય કિસ્સા ત્યાં બનવા પામ્યા હશે, પણ એની નોંધ લેવા કોણ બેઠું હોય?

## અમદાવાદના હુલ્લડ વચ્ચે

**૧૯મી** એપ્રિલે ૧૯૪૧ ને રોજ મહારાજ આણંદથી બોરસદ જવા નીકળ્યા હતા. સ્ટેશન પર અમદાવાદ જતી એક બાઈને કેટલાક લોકો ત્યાં ન જવાની સલાહ આપતા હતા તે એમણે સાંભળ્યું—'અમદાવાદમાં મોટું હુલ્લડ જાગ્યુ છે. હાથે કરીને મોતના મોંમાં શું કામ જાય છે? કામ હોય તો પછી નહિ થાય?' આ સાંભળી મહારાજને થયું કે, આવું હુલ્લડ ચાલતું હોય ત્યારે શું મારે ત્યાં નહિ દોડી જવું જોઈએ? વળી બીજો પણ વિચાર સ્ફુર્યો કે એવડા મોટા શહેરમાં જઈને હું શું કરીશ? વિચારોના આવા મંથન સાથે એ તે જ દિવસે બપોરની ગાડીમાં અમદાવાદ સ્ટેશને ઊતર્યા.

શહેરના રસ્તા સૂનકાર હતા. બધે ભયનું વાતાવરણ હતું. રસ્તામાં જ્યાં ત્યાં પોલિસો જ નજરે પડતા હતા. મહારાજને ખાડિયામાં એમના ભાઈને ત્યાં જવું હતું. રસ્તે જતાં એક મુસાફર એમની સાથે થયો. બંને સહીસલામત ઘેર પહોંચ્યા. મહારાજે ઘેર જઈને થેલી મૂકી, પાણી પીધું અને થોડી વાતો કરી. પછી એ ફરવા નીકળ્યા. રસ્તામાં મ્યુનિસિપલ મોટરમાં જીવણલાલ દીવાન મળ્યા. તેમની સાથે મોટરમાં તે સિવિલ હોસ્પિટલમાં પહોંચ્યા. ત્યાં શ્રી નરહરિભાઈ પરીખ પણ હતા. એક બાજુએ ૪૦–૫૦ મડદાં પડયાં

હતાં, પણ એમને બાળવાની કશી વ્યવસ્થા હજુ સુધી થઈ શકી નહોતી. પરિસ્થિતિ જોયા પછી મહારાજે કહ્યું: 'જો સાધનની સગવડ મળે તો હું એ બાળવા તૈયાર છું.' રાત પડવા આવી હતી. મેજિસ્ટ્રેટ પણ ત્યાં ઊભા હતા. એ ખ્રિસ્તી હતા. એમણે કહ્યું: 'એમને બાળીને સાથે તમે પણ બળવા માગો છો? અંધારું થયું છે એટલે હમણાં 'કર્ફ્યૂ ઑર્ડર' શરૂ થશે. રાતે પાછા નહિ આવી શકાય.' છેવટે એક મોટરમાં બેસાડીને બે પોલિસ સાથે એમણે મહારાજને એમના ભાઈને ત્યાં પહોંચતા કર્યા.

બીજે દિવસે સવારે ભાઈના દીકરા વાસુદેવને તથા અશોક નામના એક વિદ્યાર્થીને લઈને મહારાજ શહેરમાં જ્યાં જ્યાં આગ લગાડી હતી ત્યાં ત્યાં ફરવા લાગ્યા.

એક જગ્યાએ મુસલમાન લત્તામાં થોડા હિંદુઓ એક જાળી બંધ કરીને અંદર બેસી રહ્યા હતા. એકે કહ્યું: 'અમારી ચારે બાજુ મુસલમાનોનાં જ ઘર છે, અને મુસલમાનોએ જ અમને બચાવ્યા છે. પણ અમને બહાર નીકળવાની મનાઈ છે.' બીજી એક જગ્યાએ એક મંદિરમાં ગાયો અને બાવા હતા. હુલ્લડખોરોએ ત્યાં જઈને બારણું સળગાવ્યું. બારણું તૂટતાં ગાયો નાસી છૂટી. એક બાવો બહાર નીકળ્યો કે તરત જ કોઈકે તેને વાઢી નાંખ્યો. બે ત્રણ બાવા રહી ગયા. એમને નજીકના ઘરવાળા મુસલમાને દોરડું નાંખીને રવેશીમાં ઉપર ખેંચી લીધા અને બીજે દિવસે સહીસલામત હિંદુ લત્તામાં પહોંચાડી દીધા. આમ આખો જમાલપુર લત્તો ફરીને તે બપોરે ઘેર ગયા.

જમીને પછી એ સિવિલ હોસ્પિટલમાં ગયા. ત્યાં પડેલાં શબમાંથી હવે વધુ બદબો આવવા લાગી હતી. એથી મહારાજે ફરી એ શબો બાળવાની માગણી કરી. પણ જિલ્લા મૅજિસ્ટ્રેટે કહ્યું કે તમને રજા ન અપાય. આખરે મ્યુનિસિપલ પ્રમુખની જવાબદારી પર એમના માણસ તરીકે એમને રજા અપાઈ. એની સાથે સાથે બધા વિસ્તારોમાં ફરવાની છૂટ આપતો એક પાસ પણ એમને આપવામાં આવ્યો. પણ આટલું થતામાં તો રાત પડી ગઈ એટલે મડદાં ત્રીજી રાત પણ સડયા કર્યાં.

૨૧મીએ સવારે મ્યુનિસિપલ બસમા ૩૨ મડદાં ભરીને મહારાજ નદી કિનારે દૂધેશ્વરને આરે પહોંચ્યા. એમને મદદ કરવા નદીપારના ગાંધીઆશ્રમમાંથી શ્રી. નરહરિભાઈ તથા બીજા બે ભાઈઓ પણ આવી પહોંચ્યા હતા. એમની મદદથી મહારાજે બધાં શબને ચિતા ઉપર ગોઠવ્યાં. પણ ત્રણ દિવસ સડવાથી એમને ઊંચકવા જતાં એમાંથી દુર્ગંધવાળું પાણી વછૂટતું હતું. બપોરે બાર વાગ્યે એ ગોઠવાઈ રહ્યાં અને અગ્નિ મુકાયો. બપોર પછી મહારાજ ફરી બીજાં બાર શબ લઈ આવ્યા. જે મોટરમાં એ વહી લવાતાં હતાં તેની આગલી બેઠક ઉપર મોટર ડ્રાઈવર અને મિલિટરીના બે પોલિસો બેસતા હતા. આથી મહારાજને શબો વચ્ચે લારીમાં ઊભા રહેવું પડતું હતું. એ મરદાંમાંથી એવી દુર્ગંધ છૂટતી હતી કે જ્યાં જ્યાંથી એ લોરી પસાર થતી હતી ત્યાં ત્યાં ઊભેલા લોક નાકે લૂગડું ધરતા હતા. તાપ પણ એટલો પડતો હતો કે મોટર પણ તપી જતી હતી. આથી મહારાજ એમની કામળ પગ તળે ગોઠવીને ઊભા રહેતા અને બંડીની ચાળ

મોટરનાં પાટિયાં પર ગોઠવીને પાટિયાં પકડી રાખતા ત્યારે જ એમનાથી ઊભા રહેવાતું.

આમ સાત દિવસ સુધી મહારાજે મડદાં બાળવાનું કામ કર્યું અને બધાં મળીને ૮૩ શબ બાળ્યાં. સિવિલ હૉસ્પિટલમાં આવેલાં મડદાંનો નિકાલ આ રીતે થયો. પણ ગલીકૂંચીમાં કે ઘરોમાં મરાયેલાઓને બાળવાની ભારે મુશ્કેલી હતી.

ડાકોરના એક બ્રાહ્મણના છોકરાને, બાવાના એક શબને, એક તરગાળાના મડદાને એમ ઘણાં મડદાંને મહારાજે લત્તાઓમાંથી મેળવીને બાળ્યાં.

મહારાજ બપોરે શબ બાળવા જતા અને સવારે મુસલમાન લત્તાઓમાં ફરવા જતા, એમણે જોયું કે મુસલમાન લત્તામાં બેચાર હિંદુઓનાં ઘર હતાં ત્યાં એમનું રક્ષણ મુસલમાનોએ કર્યું હતું અને હિંદુ લત્તામાં બેચાર મુસલમાનોનાં ઘર હતાં ત્યાં એમનું રક્ષણ હિંદુઓએ કર્યું હતું. મુખ્ય રસ્તાઓ ઉપર થોડા મુસલમાનો અગર પોલિસ સિવાય બીજું કોઈ ભાગ્યે જ નજરે ચડતું હતું. લોકો બહુ ડઘાઈ ગયા હતા.

કેટલીક જગાએ લોકો મુસલમાનોની ખુશામત કરીને છૂટી રહ્યા હતા. આમ ખુશામત અને ડર જોઈને મહારાજને બહુ દુઃખ થતું. પણ એ વખતનું વાતાવરણ જ ડરથી એટલું ભરેલું હતું કે નબળા માણસમાં આ સિવાય બીજું શું જન્મે?

એ દિવસોમાં અમદાવાદના લત્તાઓમાં ફરવાની અને ખાસ કરીને ભદ્રમાંથી નીકળવાની કોઈ હિંમત જ ન કરતું. પણ મહારાજ તો નચિંત બનીને હિંમતભેર જ્યાં જવાની

જરૂર હોય ત્યાં ચાલ્યા જતા હતા. પણ ઈશ્વરકૃપાથી એમને કશી આંચ આવી નહોતી. એ મુસલમાન લત્તામાં જતા તો ત્યાંના મુસલમાનો પણ એમની સાથે સમભાવથી વાતો કરતા.

મહારાજ કહે છે કે, 'આ હુલ્લડ દરમિયાન હું જોઈ શક્યો કે આ હિંદુ મુસલમાનનાં હુલ્લડો કાંઈ બધા હિંદુઓને કે મુસલમાનોને ગમતાં હોય છે એવું નથી હોતું. આવે વખતે ત્રાસ વર્તાવનારા તો થોડા ગુંડાઓ જ હોય છે. બીજી વાત એ પણ દેખાઈ કે આવે પ્રસંગે નબળા માણસોએ મરવાનું જ રહે છે. લોકોમાં સ્વરક્ષણની તાકાત અને હિંમત આવવાં જ જોઇએ. તો જ પ્રજામાં નાહકનો ગભરાટ ફેલાતો અટકે અને નિરાધારોનું રક્ષણ કરનારા પણ નીકળી આવે.'

# ૧૯૪૨ અને તે પછી

ઈ. સ. ૧૯૪૨ ની આપણા સ્વાતંત્ર્યની આખરી લડત ઊપડી, એ વખતે મહારાજને તો પહેલે સપાટે જેલમાં મૂકી દેવામાં આવ્યા હતા.

મહારાજ કહેતા કે, 'આ તો જુવાળ આવ્યો છે. એમાં ભલાભલા તણાઈ જવાના અને ઠેકઠેકાણે ખાડાટેકરા થઈ જવાના. પણ દેશને આવા જુવાળની પણ જરૂર છે.'

'૪૨ ની લડત વિદ્યાર્થીઓની લડત બની ગઈ હતી. 'કરેંગે યા મરેંગે' ના બાપુજીએ આપેલા સંદેશાનો જુવાનો એમને સૂઝતું હતું એ રીતે અમલ કર્યે જતા હતા અને એમ કરવા જતાં માથાં વધેરી આપવાની તૈયારી પણ બતાવતા હતા.

જેલમાં જે આવતા એમની સાથે એ મિત્રાચારી બાંધતા. જુવાનો જાણતા હતા કે આપણી બોમ્બ વગેરેની છૂપી પ્રવૃત્તિ મહારાજને ગમતી નથી. એમ છતાં એમનો એ બધા સાથેનો વર્તાવ એવો પ્રેમભર્યો હતો કે જુવાનો મહારાજ માટે મનમાં ઊંડામાં ઊંડો આદરભાવ સેવતા હતા. મહારાજની કર્મયોગ અને જ્ઞાનયોગથી ભરેલી જેલની દિનચર્યા અને સાદી તપોમય રહેણીકરણી પણ એ બધા પર પરોક્ષ કામ કર્યે જતી હતી. કોઈ માંદું પડ્યું હોય તો મહારાજ એની

ખબર કાઢે જ. પોતે જેલના ખોરાક ઉપરાંત બહારનો એક પણ કણ લેવાની તૈયારી ન બતાવે, પણ માંદાઓને દૂધ, ફળ, દવા વગેરે છૂટથી મળે એને માટે એ ચિંતા રાખે.

આખો દિવસ કાંતવું, વાંચવું અને વાણીયજ્ઞ દ્વારા સાથે રહેનારાઓની સેવા કરવી, એ એમનું રોજનું જેલનું કામ બની રહ્યું હતું. એમની આજુબાજુ ૫૦–૧૦૦ જુવાનોનું ટોળું બેઠેલું જ હોય. દરેકના હાથમાં રેંટિયા હોય અને કાન મહારાજના મુખમાંથી નીકળતી વાગ્ધારા સાથે જોડાયેલા હોય. આવા યજ્ઞો સતત ચારચાર અને પાંચપાંચ કલાક સુધી પણ ચાલતા.

જેલમાં જરાક તકરાર થઈ કે કોઈએ ઉપવાસ કર્યા, તો એની સમજૂતી માટે મહારાજ તૈયાર જ હોય. જેલના અધિકારીઓ અને સાથીઓ સૌ એમના વર્તનથી ખુશ હતા. ’૪૨ ની જેલમાં અનેક જુવાનો એમના સંપર્કમાં આવ્યા અને સૌ પોતપોતાની રીતે એમની સાથેનો થોડોઝાઝો પરિચય સાધીને બહાર ગયા. એમાંના ઘણાખરા આજે પણ એમને યાદ કરે છે અને તક મળે ત્યારે એમનો સહવાસ શોધે છે. જેલમાં આવેલા વિદ્વાન પ્રોફેસરોને પણ ‘મહારાજ શું છે’ એનો પરિચય થયો. આ રીતે એમનો સંબંધ આપણી હાઈસ્કૂલો અને કૉલેજો સાથે પણ જોડાયો.

’૪૨ ની લડતના જેલકાળ દરમિયાન મહારાજે કોઈને ય ખબર ન પડે એ રીતે ગુજરાતના જુવાનોમાં ચારિત્ર્યની મૂડીનું છૂપું દાન કર્યા કર્યું. જે ઝીલી શકયા એમણે એ ઝીલી લીધું, અને આજે પણ એની સુવાસ ઠેરઠેર મહેકે છે.

'૪૨ની લડત પછી બધા જેલમાંથી બહાર આવ્યા ત્યારે જમાનો સાવ બદલાઈ ગયો હતો. યુદ્ધ પછી મોંઘવારી વધી ગઈ હતી. અંકુશોને કારણે અછત અને અનીતિ, કાળાં બજાર અને લાંચરુશ્વત ઠેરઠેર પથરાઈ ગયાં હતાં. જાણે જૂનો જમાનો અને જૂના જમાનાનું અમી જ ચાલ્યાં ગયાં હતાં. એ જોઈને મહારાજને બહુ દુઃખ થયું. એમણે ઠેરઠેર ફરીને જોયુ કે અંકુશોની અતિશયતા જ આ બધાં પાપોનું મૂળ છે. અંકુશો જાય નહિ ત્યાં સુધી આ અનીતિ દૂર થાય નહિ એ પણ એમણે જોયું. જેમને અનીતિ ન કરવી હોય એમને પણ કરવી પડે એવો આ જમાનો હતો. મહારાજ એમની સૌમ્ય ભાષામાં આ અંકુશોનો વિરોધ કરતા રહ્યા, પ્રજાને નીતિના પાઠ શીખવતા રહ્યા, અને સરકારી અધિકારીઓને એમની જવાબદારી સમજવાનું કહેતા રહ્યા.

અમદાવાદની મ્યુનિસિપાલિટિ નજીકનાં ગામડાંની જમીન ગટરોનું પાણી કાઢવા માટે ખરીદી લેતી હતી. વ્યાસપુર ગામના લોકોએ એનો વિરોધ કર્યો. મ્યુનિસિપાલિટિએ તેમનું સાંભળ્યુ નહિ. તેઓ મહારાજ પાસે ગયા. મહારાજે જોયું કે આ તો શહેરની સગવડ માટે ગામડાને ખાઈ જવાની વાત છે. લોકોની જમીન જાય તો પછી એ લોકો બીજો શો ધંધો કરે ? અને ગામની આજુબાજુ ગટરોનાં પાણી ભરાઈ રહે, તો એમની તંદુરસ્તીનું શું થાય ? મહારાજે મ્યુનિસિપલ પ્રમુખને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ ! આખરે પ્રશ્ન ગૃહમંત્રી શ્રી મોરારજીભાઈ અને સરદાર સાહેબ સુધી ગયો. એ બંને પણ માનતા હતા કે ગામડા માટે ગમે તેટલી ભલી લાગણી

હોય, છતાં આપણે આવાં મોટાં શહેર વસાવીને બેઠા છીએ એટલે એના સ્વાસ્થ્યની દૃષ્ટિએ થોડાં ગામડાંનાં આવાં ઑપરેશન કરવાં જ પડે. ભવિષ્યમાં શહેરો વસાવતા પહેલાં બધો વિચાર કરીએ, પણ આમાં તો બીજો કોઈ ઉપાય જ નહિ. મહારાજને ગળે આ વાત ઊતરી નહિ. સરદાર સાહેબ માટે મહારાજના મનમાં અતિશય માન હોવા છતાં, અને એમને માટે જરૂર પડ્યે માથું આપવા પોતે તૈયાર હોવા છતાં, આ બાબતમાં એમના કથનથી એમને સંતોષ ન થયો. એમણે કહ્યું કે 'આ તો ગામડાંને ભોગે શહેરોને જિવાડવાની વાત છે. આવું થશે તે હું જોઈ નહિ રહી શકું.' મહારાજની માગણી એટલી જ હતી કે શહેર ખાતર જમીન લેવી હોય તો ભલે લો. પણ ત્યાંના લોકો જીવી શકે એવી જમીન તથા રહેવાનાં મકાનો એમને બીજે ક્યાંક નજીકમાં મેળવી આપવાં જોઈએ. આખરે સમાધાન થયું અને ગામડાંના ખેડૂતોની જમીન લઈ લેવાનું બંધ રહ્યું ત્યારે મહારાજને શાન્તિ વળી.

અન્યાય એમનાથી જોયો જતો નથી. આજે પ્રજામાં ફેલાયેલી અનીતિ દૂર કરવા માટે એ એમના પગ ઘસી નાંખે છે અને જીભનો કૂચો વળી જાય એટલી વાતો કહીને પ્રજામાં સમજણ ફેલાવે છે.

હરિજનો માટે સરકારે કાયદાથી મંદિરપ્રવેશ મોકળો કર્યો. મહારાજે જોયું કે શાંતિ અને સમજણપૂર્વક આ કામ ન થાય તો અથડામણો જ થાય. તેથી ડાકોરમાં રણછોડજીના મંદિરમાં દર્શન કરવા ઇંતેજાર હતા એવા કેટલાક ભાઈઓને

એમણે જણાવ્યું કે, 'તમે દર્શન કરવા જવાની તારીખ જણાવો તો હું તમારી સાથે આવીશ. કશી હો હા કે દેખાવો ન કરશો. મંદિરના ટ્રસ્ટીનો જવાબ છે કે હરિજનો દર્શને જાય એમાં એમને કશો વાંધો નથી. પણ લોકલાગણી ઉશ્કેરાય નહિ એ ઢબે શાંતિથી કામ પાર પાડજો.'

પણ છાપાંએ જાહેરાત કરી ને તેથી વાતાવરણ તંગ થયું. સેંકડો સનાતનીઓ અશિષ્ટ ભાષા અને અશિષ્ટ વર્તનનું પ્રદર્શન કરતા સાંકળ રચીને સામા ઊભા રહ્યા. મહારાજ બેઅઢી કલાક સુધી હસતે મુખે ત્યાં જ ઊભા રહ્યા. પોલિસ અધિકારીઓ બળનો ઉપયોગ કરીને માર્ગ ખુલ્લો કરાવવા તૈયાર જ હતા, પણ મહારાજે એમને વાર્યા. છેવટે બપોરે બે વાગ્યે વધુ વાટાઘાટો કર્યા પછી દર્શન કરવા જવાનો એમણે નિર્ણય કર્યો. સાથે સાથે એવી પણ જાહેરાત કરી કે હરિજનો સાથે દર્શન કરવાનું મળશે તો જ એ પાછા ફરશે, નહિ તો એ ઉપવાસ કરતા ઠાકોરમાં જ રહેશે. વળી ગામલોક દર્શન કરવા બોલાવવા આવશે તો જ એ દર્શન કરવા જશે.

આ જાહેરાતની જાદુઈ અસર થઈ. બીજે દિવસે સવારે ગામના આગેવાનો બોલાવવા આવ્યા અને મહારાજ દર્શન કરવા ગયા. થોડી બહેનો અને એક ભાઈ રસ્તામાં આડાં સૂઈ ગયાં. એમણે કહ્યું કે, 'અમારા ઉપર પગ મૂકીને આગળ જાઓ.' મહારાજે જવાબ આપ્યો કે, 'સૂવાની જરૂર નથી.' હું તમે નહિ જવા દો તો બળજબરીથી અંદર જવાનો નથી.

આખરે આગેવાનોની સમજૂતીથી પેલાં ભાઈબહેનો ઊભાં થઈ ગયાં અને મહારાજ તથા હરિજનો રણછોડજીનાં દર્શન કરવા માટે ઘુમ્મટ વચ્ચે જઈ ઊભા. વખત થયો, દ્વાર ઊઘડયાં અને સૌ દર્શન પામ્યાં. મહારાજ કહે છે કે, 'મારા હૃદયના ઊંડાણમાંથી આજે પ્રાર્થના થઈ કે હે પ્રભુ! તું આવી જ રીતે અમારા અજ્ઞાનનાં પડ દૂર કરજે.'

ગોધરામાં હિંદુમુસ્લિમ તોફાન થયાની જાણ થઈ એટલે મહારાજ ત્યાં પહોંચ્યા. ત્યાંનાં કરુણ અને દુઃખદ દશ્યો જોઈને એમની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. ત્યાંનું વાતાવરણ જોઈને એમને બહુ આઘાત થયો. તે વખતે રાહત પહોંચાડવા માટેનું વાતાવરણ પ્રતિકૂળ જણાયું. તેથી તેમણે પાછા આવી દારૂબંધી પ્રચારનો અધૂરો રહેલો મહેમદાવાદ તાલુકાનો પ્રવાસ પૂરો કર્યો. એ પછી ફરી એ ગોધરા અને શહેરા ગયા અને ત્યાંના દુભાયેલાં ભાઈબહેનોને મળ્યા. તેમણે તેમને આશ્વાસન આપ્યું અને પેટલાદના શેઠિયાઓ પાસેથી કાપડ તેમ જ રોકડ રકમો મેળવીને રાહત પહોંચાડી. આમ સંકટમાં સહાય કરવી એ તો મહારાજનો મુદ્રાલેખ છે.

મહારાજ માને છે કે: 'હવે સ્વરાજ્ય આવ્યું છે, આપણી સરકાર છે, પણ ગાંધીજીના કહ્યા મુજબ આપણે કર્યું નથી તેથી આપણું સ્વરાજ્ય પાંગળું આવ્યું છે. આપણને હક્કો મળ્યા છે પણ આપણી જવાબદારીઓનું ભાન આપણામાં નથી જાગ્યું. એથી આપણે આજનાં દુઃખો ભોગવી રહ્યા છીએ. મહારાજ સરકારનું કામ સરળ થાય એવી સમજ ફેલાવવાનો અને ગામડે ગામડે ફરીને દારૂ છોડાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

હવે પાટીદાર અને બારૈયા, ખેડૂત અને જમીનદાર એવા પ્રશ્નો ઊભા થવા લાગ્યા છે. આ બધાના મૂળમાં વર્ષોથી ચાલતો આવેલો અન્યાય અને અજ્ઞાન પડેલાં છે. આજે એ બધાં ગૂમડાંને મોઢાં થવા લાગ્યાં છે. એમાંથી બદબો નીકળે અને ચારે બાજુ ચેપ ફેલાય એ પહેલાં ધીરે રહીને એ ગૂમડું સાફ કરી નાખવું અને ફરી પાછું એમાં પરૂ ન થાય એવી ગોઠવણ કરવી જોઈએ. આજે મહારાજ આ કામ કરે છે.

સૂઈ ગામ તરફ પાકિસ્તાની આક્રમણ થવાની સંભાવનાની વાત આવી, ત્યારે મહારાજ સૂઈ ગામની સરહદમાં ફરી આવ્યા. એ વખતે એમણે જોયુ કે ઉત્તર ગુજરાતનો બનાસકાંઠો રણ જેવો છે. ત્યાં ગરિબાઈ, અજ્ઞાન અને અન્યાય પથરાયેલાં છે. એમના દિલમાં ઇચ્છા થઈ આવી કે બનાસકાંઠામાં જઈ કામ કરું ને ત્યાંના લોકોને રાહત પહોંચાડું.

'૪રની જેલમાં એમને ભાન થયું કે શરીરને પૂરતું પોષણ આપ્યા વિના વધારે પડતું કામ લેવાથી આખરે એ તૂટી પડે છે. એમના હાથ પર લકવા જેવી અસર થઈ હતી. બહુ ઉપચાર અને સારવાર પછી એ હાથ સુધર્યો છે. પણ ત્યાર પછી મિત્રોના આગ્રહથી એવું નક્કી કરવામાં આવ્યું કે હવે એમણે બોચાસણમાં વલ્લભવિદ્યાલયમાં સ્થિર થવું અને ફરવાનું પ્રમાણ ઘટાડી દેવું.

પણ એમના સ્વભાવ પ્રમાણે જેમ જેમ કામો નીકળતાં ગયાં તેમ તેમ તેમનું ફરવાનું વધતું જ ગયું. આજે એમનું કાયમી સ્થાન અને સરનામું બોચાસણનું વલ્લભવિદ્યાલય

છે, પણ મહિનામાં ભાગ્યે જ એકી સાથે ચારપાંચ દિવસ એ ત્યાં સ્થિર હોય છે. આપણી સરકાર આવી એટલે કામો વધતાં જાય છે અને એમની દોડાદોડી પણ વધતી જાય છે.

## બનાસકાંઠામાં

ઉનાળાના દિવસોમાં જ્યાં સતત રજ ઊડયા કરે છે અને પીવાના પાણીની પણ અછત છે એવા નપાણિયા, બનાસકાંઠાના, રેલ્વે ગાડીથી ખૂબ દૂર, ઊંડાણના પ્રદેશમાં તે પહોંચી ગયા અને મહા જહેમતે તે પ્રદેશને પાતાળ કૂવા કરીને પાણીથી રેલછેલ કરી દીધો છે. વળી તે શાન્તિપરિષદમાં ચીન જઈ ત્યાંની ખેડૂત પ્રજાની કાયાપલટ કેવી રીતે અને કેટલી થઈ છે એ ત્યાં રખડી રખડીને જોઈ આવ્યા છે. પણ હવે પ્રજાને રામરાજ્ય અપાવવાની સંત વિનોબાની ભૂમિદાનયજ્ઞની ચળવળ ચાલી રહી છે, તેણે મહારાજને ઝડપી લીધા છે. આજે તે પ્રાણપણે એ યજ્ઞકાર્યમાં કામ કરી રહ્યા છે. એમને ખાતરી થઈ ગઈ છે કે ગાંધીજીની રીતે રામરાજ્યની સ્થાપના આ ભૂદાનયજ્ઞ દ્વારા જ થઈ શકે એમ છે. ઈ. સ. ૧૯૫૭ સુધીમાં આ કામ પૂરું કરી દેવાની એમણે કમર કસી છે.

આટલી મોટી ઉંમરે પણ આવાં આવાં નવાં નવાં સાહસો ઉપાડવાની અને જુવાનને પણ પાછો પાડે એવી તકલીફ ઉઠાવવાની એમનામાં જે વૃત્તિ પડી છે એ જ 'कामये दुःखतप्तानां प्राणिनामार्तिनाशनम्' વાળું જીવનધ્યેય એમના અંતરમાં કેટલા જોરથી કામ કરી રહ્યું છે, એનું આપણને સૌને દર્શન કરાવે છે.

## પ્રશ્નોત્તરી

પ્રશ્નઃ—તમારી ઉપર કયાં બળોની અસર થઈ છે?

જવાબઃ—નાનપણમાં માતપિતા તરફથી મને શુભ સંસ્કારો મળ્યા હતા. આર્યસમાજે એમાં સંસ્કાર અને તર્કનો ઉમેરો કર્યો. ગાંધીજીએ જીવનદૃષ્ટિ આપી. એ પુરુષ ન હોત તો હું કયાં હોત? મને થાય છે કે મારી બધી સૂઝો એ પુરુષથી જ ઊઠેલી છે, એમના કાળમાં મારો જન્મ થયો છે એ માટે હું મારી જાતને ધન્ય માનું છું.

પ્રશ્નઃ—તમને કોઈવાર એમ થાય છે કે તમને અનુકૂળ સંજોગો મળ્યા હોત તો તમે આજના કરતાં પણ વધારે સેવાઓ કરી શકત?

જવાબઃ—હું જે સંજોગોમાં ઊછર્યો છું એ હિસાબે મારો વિકાસ વાજબી રીતે થયો છે. એમાં જે કંઈ ફેરફારો થતા ગયા છે તે પણ વાજબી રીતે થતા ગયા છે. નાનપણમાં હું જેમ વાળો તેમ વળી જાઉં એવો હતો. મને તે તે જમાના પ્રમાણે યોગ્ય માર્ગદર્શક પણ મળતા રહ્યા છે. વાત્સલ્ય અને કારુણ્યભાવ નાનપણમાં માબાપ, ભાઈબહેન અને બીજાં કુટુમ્બિજનો વચ્ચે રહેવાથી જન્મે છે, ને ખીલે છે. દાંપત્ય જીવનમાં એ વિશેષ રૂપે ખીલે છે. મને કદી એવું નથી થતું કે હું ન પરણ્યો હોત તો વિશેષ લાભ થાત. મારે માટે એ સંજોગોમાં એમ જ થયું જરૂરી હતું.

પ્રશ્ન:—તમે કહો છો કે તમે બહુ ઓછું ભણ્યા છો, તો તમારામાં અગાધ જ્ઞાન અને માહિતી ક્યાંથી આવ્યાં ?

જવાબ:—સાચી વાત છે. હું નિશાળમાં ફક્ત ગુજરાતી છ ચોપડી ભણ્યો છું. પણ મારું ખરું ભણતર તો બહારની દુનિયામાં જ થયું છે. કામ કરતાં મારું જ્ઞાન વધ્યું છે. મારું વાચન પણ આવશ્યક્તા મુજબ ઊભુ થયું છે. સંવત ૧૯૬૭–૬૮ માં મેં પ્રથમ દસ ઉપનિષદો વાંચ્યાં. સરવરણીમાં છોટાલાલ કવિના સંસર્ગમાં આવ્યા પછી સાતેક વર્ષ સુધી મારું વાચન સારું ચાલ્યું. ગાંધીજીનાં દર્શન પછી મને એક નવી સૂઝ મળી. પછી મને અંતરમાંથી જ નવા નવા વિચારો સ્ફુરવા લાગ્યા. વાલ્મીકિ અને તુલસીદાસનાં રામાયણ તથા વ્યાસ અને વલ્લભનાં મહાભારત હું ખૂબ રસપૂર્વક અને ઝીણવટથી વાંચી ગયો છું. જેલોમાં મને વાંચવાની ઠીક ઠીક તક મળી. અકોલાની જેલમાં તિલક મહારાજનું ગીતારહસ્ય વાંચ્યું. ૧૯૩૨ ની સાબરમતીની જેલમાં સાતવળેકરની સંસ્કૃતની ૧૮ ચોપડીઓ વાંચી ગયો; મરાઠી અને ઉર્દૂની ચાર ચોપડીઓ શીખ્યો; ઈંગ્લેન્ડ, ફ્રાન્સ, ઇટાલી, એસેરિયા, જર્મની, ગ્રીસ, તુર્કી, ઈરાન વગેરે દેશોના ઇતિહાસ મરાઠી ભાષામાં વાંચી ગયો. મરાઠા રિયાસત, મોગલ રિયાસત તથા શિવાજી મહારાજ પરનાં નાથ માધવનાં ૭–૮ પુસ્તકો વાંચી ગયો. નાસિક જેલમાં રોજ ભગવદ્ગીતાના બે શ્લોક મોઢે કરતો હતો, એ રીતે ૧૧ અધ્યાય કંઠે થઈ ગયા હતા. એ વખત ગીતામંથન અને ફરીથી ઇશોપનિષદ્ વાંચી ગયો. ૧૯૪૨ ની જેલમાં તો ઘણું બધું વાંચ્યું. કુરાન, તુલસી રામાયણ, પુરુષાર્થબોધિની, વિશ્વ

ઇતિહાસની ઝલક, સર્વોદયની જીવનકલા, ગાંધી અભિનંદન ગ્રંથ, સંસ્કૃતિનું ભાવિ, સાતવળેકરનું મહાભારત અને એવાં બીજાં ઘણાં પુસ્તકો વંચાયાં.

ગાંધીજીનું લગભગ એકે એક ગુજરાતી પુસ્તક હું વાંચી ગયો છું. કાકા સાહેબ અને કિશોરલાલભાઈનાં પુસ્તકો પણ વાંચ્યાં છે. નવજીવન તથા હરિજનબંધુનો તો હું નિયમિત વાંચનાર છું. વળી બીજાં ઘણાં ઘણાં પુસ્તકો આવે છે એમાંથી હું વાંચું છું. પણ મોટા મોટા અધ્યાપકો અને વિદ્વાનોના પ્રમાણમાં આપણા વાચનનો શો હિસાબ ?

પ્રશ્ન:—તમે પાટણવાડિયા કોમને શી રીતે વશ કરી ?

જવાબ:—મને એ કોમમાં કામ કરવાની તક મળી એને હું પ્રભુપ્રેરિત કામ ગણું છુ. હું એમને મોઢે કહીને કંઈ કરાવી શકતો એના કરતાં મારો પ્રેમ એમની પાસે વધારે કામ કરાવી શકતો. સુણસરમાં હું સુધારક તરીકે ગયો હતો, એથી ત્યાં પ્રેમનો ઊગમ ન થયો.

પ્રશ્ન:—સુણસરમાં એમ કેમ બન્યું ? વર્ષોના આવા કામના અનુભવ પછી તમે ત્યાં ગયા હતા.

જવાબ:—સુણસરમાં હું સુધારક તરીકે ગયો હતો. મારી પાછળ સરકારી સત્તાનો ટેકો હતો. એને આધારે એક જ વરસમાં હાજરી નીકળી. કૂવા, તળાવ, શાળા ને પુસ્તકાલય થયાં. પ્રૌઢાના વર્ગ નીકળ્યા, સસ્તા અનાજની દુકાન ચાલી ને નાનીમોટી ઘણી મદદો પહોંચાડાઈ. લોકો સુધરતા નહોતા તેથી મને તેમના તરફ પ્રેમને બદલે અણગમો વધતો હતો. સુણસર ગામ જોયું ત્યારથી જ ગ્રંથી બંધાઈ ગઈ હતી કે

આ ગામ શઠ છે. એને પરિણામે હું લોકહૃદયથી દૂર જતો ગયો. સુણસરમાં મેં નવ વર્ષ ગાળ્યાં. અને ત્યાં ઘણાં કામ થયાં. પણ મને ઊંડે ઊંડે લાગ્યા જ કરે છે કે ઉપર જણાવ્યા તે દોષોને લીધે મેં મારાં વધારેમાં વધારે બળ, બુદ્ધિ અને લાગવગ સુણસરમાં ખરચ્યા છતાં મારી ધારણા પ્રમાણેનાં ફળ નથી આવ્યાં. એમાંથી ત્યાંની પ્રજા અને મારી વચ્ચે અંતરનો જે સંબંધ બંધાવો જોઇએ એ નથી બંધાયો

પ્રશ્નઃ—તમે આટ આટલા કામો પાર પાડો છો એમાં પહેલેથી કઈ જાતની યોજના કરતા હો છો ?

જવાબઃ—મારામાં યોજના ઘડવાની શક્તિ નથી. મારી આંખ સામે હું કોઈ કામને જોઉં છું, ત્યારે અત્યંત વફાદારીથી અને મારી બધી શક્તિ વાપરીને હું એને પાર પાડવા મથું છું. મારું મન, બુદ્ધિ અને શરીર રેડીને એને સિદ્ધ કરવા મથું છું. કાર્યના બદલા કરતાં કાર્યની આવશ્યકતા તથા એ કાર્ય પ્રત્યેના પ્રેમથી પ્રેરાઈને હું કાર્ય તરફ ઢળું છું. મારી પાસે કદી પણ કાર્યક્રમ હોતો નથી. પણ આજ સુધીના અનુભવથી અને દેશકાળ જોઇને સાહજિક રીતે મને જે કોઈ કાર્ય કરવાનું સૂઝે છે તે હું કરું છું.

પ્રશ્નઃ—આટલી ઉમર થઇ અને આટલું કામ કરવાનું છે છતાં ઘણી વખત તમે પગે ચાલીને જવાનો આગ્રહ શા માટે રાખો છો ?

જવાબઃ—મારું ખર્ચ સમાજ પર ઓછામાં ઓછું પડે એવી ઇચ્છા મને હમેશ રહે છે. દેશને મેં મારું ઘર માન્યો છે. હું દેશનું કામ કરું છું અને લોકો મને ખવડાવે

છે, પણ એ દેશ માટે બચત કરીને હું એની આવકમાં ઉમેરો શી રીતે કરું એ ખ્યાલથી જ મને રેલગાડી કે મોટર છોડીને પગે ચાલવાનું મન થાય છે. હું જાહેર કામમાં પડ્યો ત્યારે સ્વામી નિત્યાનંદજીએ કહ્યું હતું કે, 'યાદ રાખજે કે હવે તેં નાના ઘરમાંથી મોટા ઘરમાં પ્રવેશ કર્યો છે.' એ વાક્ય મને હંમેશ યાદ આવ્યા કરે છે.

પ્રશ્નઃ—તમારો શોખનો વિષય કયો ?

જવાબઃ—દીનદુઃખી માટે ઝૂઝવું કે આફતમાં પડેલાને મદદ પહોંચાડવી એ મારો શોખ કહો કે સ્વભાવ કહો. એ કરું ત્યારે જ મને શાન્તિ વળે અને આનંદ થાય.

આવાં કાર્યોના સાહસભર્યા પ્રસંગો ઉપરથી મારા મનમાં દૃઢ ભાવ બંધાયો છે કે આપણે જે કંઈ કરીએ છીએ તે પ્રભુના પ્રેર્યા જ કરીએ છીએ. તેની જ યોજના પ્રમાણે બધું થતું હોય છે. તો પછી આપણા જીવનને તેના હાથમાં સોંપીને જીવવું એના જેવું બીજું શાણપણ કયું છે ? માણસને તે જ દોરે છે, તારે છે કે મારે છે. તેથી તેને જ શરણે જવું.

# મહારાજ

ગુજરાતમાં લોકસેવક તરીકે પ્રસિદ્ધ થયેલા શ્રી રવિશંકર મહારાજને આજે કોણ નથી ઓળખતું? વર્ષોની એમની અખંડ સેવાએ આજે એમને ગુજરાતભરમાં જાણીતા કરી મૂક્યા છે. કોઈ એમને પાટણવાડિયાના ગોર કહે છે, તો કોઈ ચોર લૂંટારાનાં જીવન પલટી નાખનાર સાચા ધર્મોપદેશક કહે છે. કોઈ એમને ચુસ્ત કોંગ્રેસવાદી કહે છે. તો કોઈ અનન્ય ગાંધીવાદી કહે છે. કોઈ એમને મુમુક્ષુ બ્રાહ્મણ કહે છે, તો કોઈ આજના જમાનાના તપસ્વી કહે છે. એમનામાં કાંઈક એવું કામણ ભર્યું છે કે અનેક એમના મિત્રો બને છે, અનેક એમના ભક્તો બને છે અને બીજા અનેક એમને ચાહવા લાગે છે. એ જ્યાં જાય છે ત્યાં અનોખી જ ભાત પાડે છે. એમનું જીવન સાદું છે, અપરિગ્રહ અને અસ્તેયવ્રતના તાણાવાણાથી વણાયેલું છે, એટલુ જ નહિ પણ કોઈ વ્રતધારી પરિવ્રાજકનો આદર્શ રજૂ કરનારું છે. આજે એ જીવતી જાગતી અને હરતીફરતી વિદ્યાપીઠ સમા ગુજરાતના જીવન–શિક્ષક બની ગયા છે.

એક રીતે કહીએ તો એ ગુજરાતના ચોકીદાર છે. ગુજરાત ઉપર આવેલી કે આવતી કોઈ આફતને રોકવા માટે કે દૂર કરવા માટે એ હરહંમેશ કમ્મર કસીને ખડા હોય છે. એમની

પ્રવૃત્તિ એક નહિ પણ અનેકવિધ છે. સસ્તા અનાજની દુકાન ચલાવતી વખતે એ ત્રાજવાની દાંડી હાથમાં પકડે છે. રેલસંકટ વખત એ નદીનાળાં ઓળંગી લોકોને ઝૂંપડે ઝૂંપડે રાહત પહોંચાડે છે. હુલ્લડ થાય છે ત્યારે એ સામી છાતીએ સમજૂતી ફેલાવતા ફેલાવતા નિર્ભયતાના પાઠ ભણાવે છે. પ્લેગ કે કોલેરા વખતે એ માંદાના ઝાડાપેશાબ ઊંચકે છે. સત્યાગ્રહની લડત આવે છે ત્યારે એક સૈનિકની અદાથી કાયદાનો ભંગ કરીને આવે તે પરિણામો પ્રસન્નમુખે વહોરી લે છે. જેલમાં જાય છે, ત્યારે તે એક આદર્શ કેદીનો નમૂનો પૂરો પાડે છે. વિદ્યાર્થીઓ એમનો ઉત્સાહ જોઈ પ્રેરણા મેળવે છે. વિદ્વાનો એમના અનુભવ-સિદ્ધ જ્ઞાનની વાતો સાંભળીને મોઢામાં આંગળી ઘાલે છે. સંસ્કારી કુટુંબો યુવકયુવતીઓના લગ્નપ્રસંગોએ એમને મોઢેથી દાંપત્યધર્મનું રહસ્ય સમજે છે.

કોઈ વખતે ધનવાનો ગરીબોનાં દુઃખની કહાણી સાંભળવા એમને આમંત્રણ આપે છે. કોઈ વખતે મોટી શાળામહાશાળાના અધ્યાપકો વિદ્યાર્થીઓને એમના અનુભવજ્ઞાનના પાઠ ભણાવવા નોતરે છે. સરદારસાહેબ કે પૂ. ગાંધીજી ગુજરાતમાં આવે ત્યારે પહેલી ભાળ એ કાઢે કે, 'રવિશંકર મહારાજ ક્યાં છે?' આમ એક નહિ પણ અનેક રૂપે રવિશંકર મહારાજનાં આપણને દર્શન થાય છે. કાઠિયાવાડના જુવાન કાર્યકરો એમને 'દાદા' કહીને સંબોધે છે, સુરતનાં ગામડાંના લોકો એમને રવિશંકરભાઈ કહીને બોલાવે છે; પણ એમનું બહુ જાણીતું અને રૂઢ થઈ ગયેલું ટૂંકું નામ 'મહારાજ' છે.

લાંબું, પાતળું અને કસાયેલું શરીર, કોઈની પણ સાથે વાતો કરતાં આંખમાંથી ઊભરાતી અમીભરી નજર, ગરીબ જનતાની દરિદ્રતાથી દાઝેલા સેવકને શોભે એવું એમનું ઊંચું છતાં ચાર છેડે પહેરેલું ધોતિયું, ઉઘાડા પગ અને હાથે જ કાંતીને વણાવી લીધેલી સ્વચ્છ, સાદી અને ઘટ્ટ વણાટવાળી ખાદીની કસોવાળી સફેદ બંડી અને સફેદ ટોપી એ એમનો ઉપરનો દેખાવ.

બેસતી વખતે જગ્યા ઓછી રોકવી પડે તો સારું, ખાતી વખતે ગરીબોએ પકવેલો અનાજનો એક પણ દાણો અયોગ્ય રીતે ન વપરાઈ જાય એવી સાવધાની, ગમે તે ક્ષણે બીજાને મદદરૂપ થવા માટે બેપાંચ ટાંપા ખાઈ લેવાની તૈયારી, ટૂંકમાં જનતા–જનાર્દનને ચરણે આખું જીવન સમર્પિત હોવા છતાં મનમાં ન મળે એક રજ જેટલું પણ અભિમાન, ચારે બાજુ વાહ વાહ થતી હોવા છતાં વખાણરૂપી વિષયમાંથી બચી જવાની ક્ષણેક્ષણની જાગૃતિ, આવેલી આફતમાં ભલભલાને દોરે એવી સૂઝશક્તિ હોવા છતાં, સમજ ન પડે ત્યારે નાના બાળકની પાસે પણ 'મને એ નથી સમજાતું' એમ કહીને શીખવા બેસવા જેટલું નિખાલસપણું, શાળા કે કૉલેજના પગથિયે પણ ચડ્યા વિના પંડિતને પણ પહોંચી વળે એવી સરળ, સચોટ અને મોહક વાગ્ધારા, એમની વાતે વાતે જીવંત અનુભવના ખજાના ઠલવાય, એમના દરેક કાર્યમાં દરિદ્રનારાયણ પ્રત્યેનો પ્રેમ ઊભરાય અને 'આત્મવત્ સર્વભૂતેષુ' બનવાની એમની અંતરના ઊંડાણની ઝંખના, આ બધી એમની વૃત્તિઓ.

પાંત્રીસ વર્ષની ઉમ્મરે એ જાહેર પ્રવૃત્તિમાં પડયા. ત્યાર પછીનાં છેલ્લાં ત્રીસ વર્ષના એમના જાહેર જીવનમાં એમને એવો કર્મયોગ આદર્યો કે આપણે ત્યાં એમની સેવાના ગંજ ખડકાયા. એમના વ્યક્તિગત જીવનને એમણે ગુજરાતના સમાજજીવનમાં હોમી દીધું છે. એમનું સમગ્ર જીવન કર્મરત થઈ ગયું છે. માનવસેવા એ જ એમના જીવનનું ધ્યેય બની ગયું છે. એ ઘરે હોય કે બહાર હોય, પ્રવાસમાં હોય કે સ્થિર હોય, ગામડામાં હોય કે શહેરમાં હોય, એમના જીવનની એક એક પ્રવૃત્તિ પાછળ માનવપ્રેમ અને જનકલ્યાણની ભાવના કામ કરી રહી હોય છે પંદર માઇલ ચાલીને આવતા હોય, એમના હાથમાં પાંચદશ શેરનો બોજો હોય, અને ઠેઠ ઝાંપા આગળ સામા જઇને કોઈ એમની થેલી ઊંચકવા માગે તો યે એ એમનો બોજો બીજાને ઊંચકવા નહિ આપે. પાણીની તરસ લાગી હોય, આજુબાજુ ઘણા જુવાનિયા બેઠા હોય છતાં પાણી પીવા માટે એ પોતે જ ઊઠીને માટલા પાસે જશે, બીજા પાસે લોટો પાણી પણ મગાવશે નહિ. કોઇની રજ જેટલી પણ સેવા લેવી નહિ, પણ બીજાની સેવા કરવા માટે મળેલી એક પણ તક જવા ન દેવી એ એમની આસિયત.

વાતવાતમાં એક વખત, એમના નાના ભાઈ શ્રી અંબાલાલભાઈના મોઢામાંથી શબ્દો નીકળી પડયા અને એ યથાર્થ છે કે, 'એમના ખાનગી જીવનના પ્રસંગ તો શું કહું, પણ બાળપણથી અત્યાર સુધીની એકધારી સેવકવૃત્તિ કોઈનું પણ લક્ષ ખેંચે એવી છે. એ નિશાળમાં ભણતા ત્યારે

માસ્તરનું ઘરકામ હોય, તો બીજા છોકરાઓ સંતાઈ જાય ત્યારે રવિશંકરભાઈ મોખરે હોય અને વધારે મહેનતનું કામ એ જ ઉપાડે. મહોલ્લામાં ડોશીમાને છીંકણી મંગાવવી હોય કે કાગળ લખાવવો હોય તો એ કામ રવિશંકરભઈનું જ. માસ્તરને ત્યાંથી કાગળ લાવવો, લખી આપવો ને પાછો ટપાલમાં નાંખી આવવો–બધુંય કામ તેમને જ કરવાનું. પરગામ જાય ત્યારે સાથેવાળાની બધી સગવડ સાચવવા એ પ્રયત્ન કરે, અને પોતાને માટે જે હોય તેથી ચલાવી લે. આ બધા ઉપરથી હું તો કહું છું કે કવિઓ અને યોદ્ધાઓની માફક સ્વયંસેવક જન્મે છે, તાલીમ વર્ગોમાં તૈયાર થતા નથી.' એમના આ કથનમાં કેટલું બધું તથ્ય છે!

ગુજરાતની ઘણી રાષ્ટ્રીય સંસ્થાના મહારાજ કાયદેસર સામાન્ય સભ્ય નથી હોતા, પણ એ સંસ્થાના સંચાલનમાં એમનો ફાળો બહુ મોટો હોય છે. એ સંસ્થાઓ એના નિશ્ચિત ધ્યેય પ્રમાણે આગળ વધે એ અંગે દોરવણી આપવામાં, કાર્યકર્તાઓમાં શિથિલતા આવી હોય તો ચેતવણી આપીને દૂર કરવામાં, કોઈ આંટી ઊભી થઈ હેય તો એનો ઉકેલ શોધી કાઢવામાં કે નવા નવા કાર્યકરોને પ્રેરણા આપવામાં તેઓ સંસ્થાની માતાની ગરજ સારે છે. એમની પાસે એક એવી સ્નેહશક્તિ છે કે કેટલીયે સંસ્થાઓ તથા કુટુંબોમાં એ મલમનું કામ કરે છે. સમૂહમાં કામ કરવાનું આવે છે ત્યારે ઘણી વખત એકબીજા વચ્ચે ગેરસમજ અને અથડામણ ઊભી થાય છે. આવે વખતે મહારાજ વચ્ચે આવીને કાંઈક એવું સ્નેહસિંચન કરે છે કે બધી અથડામણ અને બધી ગેરસમજો

અદૃશ્ય થઈ જાય છે અને સૌ સુમેળથી અને સંપીને કામ કરવા લાગી જાય છે.

એમનું મુખ્ય કામ ભલે પછાત કોમોનું ગણાતું હોય, પણ એક સ્થળેથી બીજે સ્થળે જતાં આવતાં, રસ્તામાં આવી અનેક સંસ્થાઓ તથા વ્યક્તિઓ જે એમને વડીલ માનતી હોય છે અને એમની પાસેથી જીવનનું ભાથું મેળવતી હોય છે એમને મળવાનું, એમની ખબરઅંતર પૂછવાનું કે એમનાં નાનામોટાં કામો ઉકેલતા જવાનું એમનું આડકતરું પણ બહુ મહત્વનું અને મોટું કામ હોય છે. એઓ માત્ર ઓળખીતાઓનું જ કામ કરતા હોય છે એવું નથી, પણ ન ઓળખતા હોય એવાઓનું પણ કામ કરવા લાગે છે. એટલે એમની ઓળખાણો તથા કામોનો વ્યાપ રોજ વધતો જ જાય છે.

આવા પ્રવૃત્તિપરાયણ જીવનની ન મળે ક્યાંય નોંધ કે ન મળે એમને એ વિષે સળંગ લખવાની કે વાતો કરવાની ટેવ, એટલે એમના સમગ્ર જીવનની સળંગ લીટી દોરવી બહુ મુશ્કેલ છે. એમના વિષે લખવા જતાં બધુ અધૂરું અધૂરું અને અધરું લાગે છે. બે વાત લખીએ છીએ ત્યાં બીજી પાંચ રહી જતી જણાય છે. કોઈ સુયોગ્ય પળે એમની અમૃતવાણી સાંભળવા મળે છે, ત્યારે થોડીવારમાં અનુભવોનો ખજાનો ઠલવાય છે. એમના પ્રસંગમાં આવેલા અનેકના ઇતિહાસો સાંભળવા મળે છે, અને ગમે તેટલું સાંભળીએ છતાં એમની ગામઠી ભાષાના તળપદા છતાં સંસ્કારી ભાષાપ્રયોગો સાંભળ્યા જ કરીએ એવી એમની વાણીની મીઠાશ અને

અનુભવોનું આકર્ષણ હોય છે.

મને કેટલીક વખત એમને મધમાખીની ઉપમા આપવાનું મન થાય છે. પણ એમાં એક દોષ રહી જાય છે. મધમાખી ફૂલે ફૂલે બેસે છે અને મીઠાં મધુર તત્ત્વો એકઠાં કરે છે. પછી એ મીઠાં તત્ત્વોનો એ મધપૂડામાં સંગ્રહ કરે છે અને જો કોઈ એ તત્ત્વો લેવા આવે તો એને ડંખ મારે છે. પણ મહારાજ તો જ્યાં જાય ત્યાંથી મધુર તત્ત્વો એકઠાં કરે છે, એમાં પોતાનો અનુભવ ઉમેરીને મધ તૈયાર કરે છે અને પછી ફરી ફરીને છૂટે હાથે એની લહાણી કરે છે. મધમાખીનો મધસંગ્રહ એનો મધપૂડો જોતાં જ નજરે ચડે છે. આપણા જાણીતા બીજા કોઈ પણ કાર્યકર્તા કરતાં મહારાજનો મધસંગ્રહ મોટો છે, પણ એમણે એ ઠેકઠેકાણે વેરી માર્યો છે એટલે એ કોઈ એક સ્થળે દેખાતો નથી. એ વેરાયેલા મધને એકઠું કરવું એ અઘરું અને બિનજરૂરી છે. એમની પાસે એનો હિસાબ માગવો એ તો એથી પણ વધારે અઘરું છે. એ હિસાબ કાઢવો હોય તો આટલાં વર્ષોમાં એ જ્યાં જ્યાં ફર્યા ત્યાં ત્યાં જઈ આવવું જોઈએ, જેમની જેમની સાથે સંબંધમાં આવ્યા એમાંનાં શક્ય હોય એ બધાંને મળી આવવું જોઈએ. એમણે વેરેલાં છાંટણાંમાંથી જે બેચાર આપણને મળ્યાં હોય કે આપણા મિત્રોને મળ્યાં હોય એટલા જ ઉપરથી જ મધસંગ્રહનો અંદાજ કાઢવા બેસીએ, તો આપણે કદાચ એમને અન્યાય કરી બેસીએ. આ પ્રયત્નમાં મને એવું જ કાંઈક લાગ્યા કરે છે. આપણા આવા લોકપ્રિય બનેલા લોકસેવકની સેવાના ઢગ વળ્યા

છતાં એમાંનું બહુ થોડું આપણી પ્રજા સમક્ષ પહોંચ્યું છે. એ સેવાઓનું ખરું હાર્દ અને પૂર્ણ વિગતો તો મહારાજ પોતે લખે તો જ મળે, પણ એની આશા બહુ ઓછી છે. બીજું કોઈ વધારે ઊંડે ઊતરીને, વધારે અભ્યાસ કરીને કે વિગતો મેળવીને આપણી સમક્ષ આવે ત્યાં સુધી રાહ જોતાં ખાલી બેસી રહેવું પાલવે એમ નથી. એમ સમજીને મારી પાસે જે કાંઈ થોડું આવ્યું છે તે અહીં પીરસું છું, એ આશાએ કે,—શિક્ષણના કશા ય વારસા વિના એક સામાન્ય કુટુંબનો બાળક સ્વપ્રયત્ને અને કાંઈક કરવાની ઉચ્ચભાવના વડે શું કરી શકે છે એ જાણવા મળે અને એમના યજ્ઞમય જીવનમાંથી ફેલાયેલી સુવાસ વધારે વ્યાપક બનીને દરિદ્ર-નારાયણની સેવા માટેનો ભેખ બીજાઓને સ્પર્શે. એમની સાથે વાતો કરીને તેમ જ એમના વિષેની વાતો સાંભળીને જે હકીકતો મેળવી, તેને કાળક્રમે ગોઠવીને રજૂ કરવાનો આ એક પ્રયત્ન છે. આશા રાખું છું કે એ આપણા ગુજરાતી સમાજને પ્રેરક, બોધક અને રોચક નીવડશે.*